# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીમોક્ષદા એકાદશી વ્રત



અનુક્રમણિકા



રાગ કાન્હરો :-

આજ ધન્ય ભાગ્ય હમારે પ્રકટે શ્રીવિઠ્ઠલનાથ;

નિરખત ત્રિવિધ તાપ તનકે ગયે ભવસાગર તે તારે ।। ૧ ।।

શામલ અંગ વદન પૂરનચંદ દેખિયત જગ ઉજિયારે ।

છીતસ્વામી ગિરિધન શ્રીવિઠ્ઠલ વલ્લભલાલ લલારે ।। ૨ ।।





સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને સર્વ પ્રથમ શ્રીમદ્ શ્રીવિઠ્ઠલનાથ પ્રભુચરણ શ્રીગુસાઁઈજીના પ્રાગટ્યોત્સવની અનેકાનેક વધાઇ પાઠવે છે. હાલમાંજ શ્રીમદ્ ગોકુલમાં શ્રીવિઠ્ઠલચતુર્થ રાજકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણનો મહામહોત્સવ શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીની આજ્ઞાનુસાર શ્રીચતુર્થપીઠના ઉદીયમાન પીઠાધીશ્વર પૂજ્યચરણ શ્રીવિઠ્ઠલરાયજી બાવાશ્રીના સાન્નિધ્યમાં ખૂબજ ઉત્સાહ પૂર્વક ઉજવાયો. અનેક બડભાગી સેવકોએ આ મહામહોત્સવનો અલભ્ય લ્હાવો લીધો અને પોતાનું સેવક કર્તવ્યપણું સિદ્ધ કર્યું.

શ્રીગોકુલેશ પ્રભુનો મહાશ્રીમહોત્સવ આપણા સૌ માટે સૌભાગ્યનું પ્રતિક છે. અને શ્રીગોકુલેશ પ્રભુની સેવક-સૃષ્ટિ આ ભૂતલ ઉપર જ્યાં વસી રહી છે, ત્યાં સર્વે સેવકજનોએ ખૂબજ ઉત્સાહ અને ઉમંગથી ઉજવ્યો. હવે આપશ્રીના પિતૃચરણ શ્રીગુસાંઇજીનો હવે પ્રાગટ્યોત્સવ ઘર આંગણે જ છે. આપણે આ ઉત્સવને વધાવીએ.

**રાગ ધનાશ્રી** :- આજ વધાઇ શ્રીવલ્લભદ્વાર; પૌષમાસ વદિ નૌમી શુભ દિન શ્રીવિઠ્ઠલ અવતાર. ૧ જ્ઞાન રહિત જીવન હિતકારણ નામ વિવેક વિચાર; યહ જાન સુંદર મધુરાકૃત મૂરતિ પરમ ઉદાર. ૨ ભૂતલ ભાગ્ય હમારૈ ઉધ્ધરૈ માયિક મત નિધસાર; બ્રહ્મવાદ કલિ કલ્પવૃક્ષકી ફરિ ઉલહી સબ ડાર. ૩ પ્રેમ સમુદ્ર ભક્તિમારગ કૌ ઉમગ્યૌ તાહી વાર; યાહીતૈ દ્વિજ રાજ કહાયૈ શ્રીગિરિધર સાકાર. ૪

**રાગ સારંગ** :- જૈ વસુદેવ કિયૈ પૂરણ તપ સૌ ફલ ફલિત શ્રીવલ્લભ દેહ; જૈ ગોપાલ હુતૈ ગોકુલમૈં તૈ અબ આન વસૈ કર ગેહ. ૧ જૈ વૈ ગોપ વધૂ હી વ્રજમૈં સૌ અબ વેદઋચા ભાઇ તેહ; છીતસ્વામી શ્રીવિઠ્ઠલ તેઇ એઇ એઇ તેઇ કછુ ન સંદેહ. ૨

એક દિવસની વાત છે. સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણ શ્રીમંદિરમાં પોતાની શ્રીબેઠકમાં બિરાજમાન છે. ત્યારે આપશ્રીને એક સેવકે વિનંતી કરી કે કૃપાનાથ! આપશ્રી અનેક વાર આજ્ઞા કરો છો કે શ્રીપ્રભુ પર પ્રીતિ રાખો, પ્રભુ પર પ્રીતિ રાખો, પણ વગર અનુભવે પ્રભુમાં પ્રીતિ કેમ થાય? આપશ્રી કૃપા કરીને મારા મનમાં ઉદ્ભાવેલ શંકાનું સમાધાન કરશો.

આ સાંભળીને શ્રીગોકુલેશે શ્રીમુખે આજ્ઞા કરી કે અનુભવ વગર પ્રીતિ ન થાય, એ વાત ખરી છે, તો આ વિષયમાં સાંભળો:

એક ગામમાં ત્રણ કઠિયારા મિત્ર હતા. ત્રણે લાકડાં કાપી લાવી પોતાનો ગુજારો કરતાં. ત્રણે લાકડાં કાપવા પણ સાથે જતા. તેમાંનો એક કઠિયારો એક દિવસ ગોરમટી લેવા ગયો. ગોરમટી ખોદતાં તેને એમ મહોરો ભરેલું વાસણ જડયું. આ જોઇ તે રાજી થઇ ગયો. તેણે લુગડામાં મહોરો લીધી પણ વાસણ ભાગવાને લીધે અંદર માટી કચરો ચોંટેલો હતો. આથી તેણે મહોરો ધોવાનો વિચાર કર્યો. પાસે એક નદી વહેતી હતી, તે નદીમાં દૂરૂ એક ધરો હતો. ત્યાં કોઇ ન દેખે તેમ તેણે ધોવા જવાનો વિચાર કર્યો.

ત્યાં જઇને તેણે લુગડા સાથે મહોરો ધરામાં ઝબોળી. પણ એક છેડો ઝબોળતી વખતે ખભે હતો. તે ત્યાંથી ખસી ગયો. એટલે બધી મહોરો ધરામાં જતી રહી. આથી તે જ વખતે તે પાછળ (ગાંડો) થઇ ગયો ને બોલવા લાગ્યો કે હાય મોય કયું પાઈ, હાય મોય ક્યું પાઈ... (ખોવાઇ જવી હતી તો મને મહોરો શા માટે જડી) કોઇ ગમે તે પૂછે તો ઉપર પ્રમાણે જ બોલે.





આ ત્રણે કઠિયારામાંનો આ એક કઠિયારો તો તે દિવસે લાકડાં લેવા ન ગયો, માટે બીજો કઠિયારો તેની ખબર કાઢવા આવ્યો, પેલાંને લાકડાં ન લેવા આવવાનું કારણ પૂછયું તો ઉપર પ્રમાણે બોલ્યો. આ સાંભળી પેલા ભાઇબંધે વિચાર્યું કે આનું ચિત્ત ખસી ગયું છે, છેવટે માર અને ધમકી આપવા માંડી, એટલે ચિત્ત જરા શાંત થતાં મહોરોની હકીકત કહી. આ પ્રમાણે મહોરોની ખોવાયાની વાત સાંભળતાં તેને મહોરોનો ઢગલો કલ્પનામાં આવ્યો, કે તેનું પણ ચિત્ત ખસી ગયું, એટલે તે બોલ્યો કે પાઇ તો પાઇ પણ ધોઇ ક્યું ? એમ બેઉ જણે સાથે રાગ માંડયો. એક બોલે કે હાય મોય ક્યું પાઇ, હાય મોય ક્યુઇ પાઇ, એટલે બીજો બોલે કે પાઇ તો પાઇ પણ ધોઇ ક્યું ? આમ બેઉની સ્થિતિ છે.

ત્યાં તો ત્રીજો ભાઇબંધ આવ્યો. તેણે પૂછવા માંડ્યું કે તમે લાકડાં લેવા કેમ નથી આવતા ? આ સાંભળી પેલા ભાઇબંધ નવાઇ પામ્યો. કે આ શું ? કોઇ પ્રેત વળગ્યું છે કે કંઇ કોઇએ વિપરીત વિદ્યા અજમાવી ? ધમકી વગેરેના ઉપયોગથી શાંતિ પડતાં મહોરોની હકીકત કહી. આ સાંભળતાં પેલા ત્રીજા ભાઇબંધને મહોરોના ઢગલાનો ખ્યાલ આવ્યો એટલે તેની પણ ડાગરી ખસી ગઇ, એટલે તે પણ બોલવા લાગ્યો કે ધોઇ તો ધોઇ પણ ખોઇ ક્યોં ?

આ પ્રમાણે ત્રણેયે રાગ મચાવ્યો. એક કહે હાય મોય ક્યું પાઇ, હાય મોય ક્યું પાઈ, બીજો કહે પાઇ તો પાઇ પણ ધોઇ ક્યું ? એટલે ત્રીજો કહે ધોઇ તો ધોઇ પણ ખોઇ ક્યું ? આ પ્રમાણે ત્રણેની સ્થિતિ થઇ ગઇ. માટે **કોઇ વાર પણ જોએલી વસ્તુ પર જ પ્રીતિ થાય છે**. (હાસ્યામૃત પ્રસંગ. ૧૮૨)

**પ્રશ્ન** :- શ્રીમહાપ્રભુજીએ સેવાના સિદ્ધાંતમાં સર્વસ્વ સમર્પણની આજ્ઞા કરી છે. જેને આપણે આજે બોલચાલની ભાષામાં પાકી મર્યાદાથી એટલે કે સમર્પીત સેવા કરતાં હોય અને જે સમર્પીત સેવા ન કરતાં હોય તે બન્નેની સેવામાં ભેદ ખરો ? તે બન્નેની સેવાના ફળમાં ભેદ ખરો ?

**ઉત્તર :- ઘણા લોકો કહે છે : જે સખડી આરોગે તે સખડીના ઠકોરજી, જે દૂધઘર આરોગે તે દૂધઘરના ઠાકોરજી. પ્રશ્ન એ છે કે સખડીના ઠાકોરજી કે ઠાકોરજી માટે સખડી ? આપણે ઊલટલું ચક્કર ચલાવ્યુ. એક વખત અમારા પાર્લામાં એવું થયું . એક વૈષ્ણવે મેવાના શ્રીનાથજી બનાવ્યા અને પછી ખાઈ ગયા. ઠાકોરજી શાના ? ઠોરજીનો આનંદાત્મક છે શ્રી મહાપ્રભુજીનો તો એક જ સિદ્ધાંત છે : તમે જે જમો છો તે શ્રીઠાકોરજીને ભોગ ધરીને જમો. તમે નિવેદન કર્યું છે તો પ્રભુને સમર્પણ કરીને જ લો. મરજાદના ઠાકોરજી ન હોય. ઠાકોરજી માટે તમે મરજાદ પાળો તે સારી વસ્તુ છે.**

**ઠોરજી માટે તમે મરજાદ તોડો તે પણ સારી વસ્તુ છે. અમારા તાતજી મહારાજ આજ્ઞા કરતા કે ઠાકોરજી માટે સાડી પહેરીને નાચવું તે પણ સારી વસ્તુ છે. શરત એક જ છે : જે કરીએ તે ઠકોરજી માટે હોવું જોઈએ. ઠાકોરજી માટે નથી હોતું તે બધું ખોટું છે. ઠાકોરજી માટે મરજાદ હોય તો મરજાદ સાચી પણ જો મરજાદ પાળવા માટે તમે ઘરમાં ઠાકોરજી રાખો તો તે રસોઈ કરનાર બાઈ નથી. માટે આપણે વાફઈ લઈ આવ્યા તેના જેવું છે. પણ માત્ર રસોઈ માટે વાઈફ મોંઘી પડે છે તે વાત આપણે ભૂલી જઈએ છીએ.**

**તમે નુકસાનનો ધંધો ન કરો, ફાયદાનો ધંધો કરો. મરજાદ માટે ઠાકોરજી ન રાખો. ઠાકોરજી માટે મરજાદ રાખો. સખડી માટે ઠાકોરજી ન રાખો, ઠાકોરજી માટે સખડી રાખો. જે કંઈ છે તે ઠાકોરજી માટે રાખો તો પુષ્ટિમાર્ગ છે. મરજાદ માટે ઠાકોરજી નથી, તો મરજાદના ઠાકોરજી અને બિન મરજાદના ઠાકોરજીમાં કેમ ભેદ હોઈ શકે ? મેંડ કોની ? ઠાકોરની કે આપણી ? મેંડ શ્રી મહાપ્રભુજીની કહેવાય છે, શ્રી ઠાકોરજીની નહીં. શ્રીઠાકોરજી તો મેંડની બહાર છે. શ્રીઠાકોર માત્ર તમારા ભાવની**





મેંડમાં જ બંધાય છે મર્યાદા પાળવી આપણા માટે આવશ્યક છે – આપણા દેહ, મન, ઘરની શુદ્ધિ માટે તે આવશ્યક છે. પ્રભુએ મર્યાદા પાળવાની નથી. તેમણે મર્યાદા તોડી, ત્યારે તો આપણે ત્યાં પધાર્યા છે.

પ્રભુ માટે તો કેવળ સ્નેહની મર્યાદા જ પાળવાની આવશયકતા છે. સ્નેહની મર્યાદામાં જ પ્રભુને બાંધી શકાશે. ઠાકોરજીમાં ભેદ કરવો તે ગેર પુષ્ટિમાર્ગીય વાત છે. તમને એમ લાગે કે એક વૈષ્ણવને ત્યાં અપરસ પળાતી નથી અને તેના ઠાકોરજી તમારે ત્યાં પધારે તો, આપણે તં શ્રીઠાકોરજીને શુદ્ધ કરવાનું વિધાન છે – શ્રી ઠાકોરજીને સ્નાન કરાવી દેવાનું. આપણે છોવાઈ જઈએ તેમ આપણા ઠાકોરજી પણ છોવાય. જેમ આપણે શુદ્ધ થઈએ તેમ ઠાકોરજી પણ શુદ્ધ થાય.

ઠાકોરજીને મરજાદ લેવા કંઈ કોઈ ગોસ્વામી બાળક પાસે આજ્ઞા લેવાની જરૂર નથી. ઠાકોરજીને શાની મરજાદ ? મરજાદ તો વૈષ્ણવે લેવાની છે. આનંદથી પળાય તેટલી પાળો. ચિત્રજીને અંગવસ્ત્ર કરાવો એટલે સ્નાન થઈ ગયું. મેંડ છોવાય છે, ઠાકોરજી છોવાતા નથી, પણ આપણે ઠાકોરજી કરતાં મેંડની મહત્તા માની એટલે સોપાધિક ભાવ થઈ ગયો. શુદ્ધાદ્વૈતમાં જ ભેદ નથી, તો સ્વરૂપમાં તો કયાંથી ભેદ હોય ?

: અમૃતનું આંચમન પુસ્તકમાંથી સાભાર :

ભાવત્ક :- દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)



રાગ ગૌરી :- હોં ચરણાતપત્રકી છૈયાં; કૃપાસિંધૂ શ્રીવલ્લભનંદન વહ્યો જાત રાખ્યૌ ગહિ બહિયાં. ૧ નવ નખચંદ્ર શરદ મંડલ છબિ હરત તાપ રમરત મન મહિયાં; છીત્તસ્વામી ગિરિધરણ શ્રીવિઠ્ઠલ સુયશ વખાન સકત શ્રુતિ નહિયાં. ૨

..શ્રીવલ્લભરાજકુમાર શ્રીવિઠ્ઠલનાથજી-શ્રીગુસાંઈજી પ્રભુચરણકે પ્રાગટ્યોત્સવકી અનેકાનેક બધાઇ..

*નારાયણદાસ બ્રહ્મચારી ગાયના પેટમાં પણ રજ ન જાય તેની સાવધાની રાખતાં (જુઓ વાર્તા). જ્યારે અત્યારે શ્રીઠાકોરજીના પેટમાં રજ જાય એનો વૈષ્ણવોને વાંધો નથી. ભાજી ત્રણવાર ધોવાને બદલે આજે એકવાર પણ નથી ધોતા. આજે બાહ્ય ધર્મ છે, આંતરિક ખતમ થઇ ગયો છે..૨૨૪*

*-નિ.લી.ગો શ્રીરણછોડલાલજી મહારાજશ્રી રાજનગર (અમદાવાદ)વાળાનાં વચનામૃત.*





II શ્રીગોકુલેશો જયતિ II

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ માગસર સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ માગસર વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

નવેમ્બર ૨૮ ૨૦૦૯ થી ડિસમ્બર ૧૧ ૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-માગસર સુદ | શનિ | નવેમ્બર-૨૮ | **શ્રીમોક્ષદા એકાદશી વ્રત।** |
| ૧૨ | રવિ | ૨૯ | |
| ૧૩ | સોમ | ૩૦ | |
| ૧૪ | મંગળ | ડિંમ્બર - ૧ | |
| ૧૫ | બુધ | ૨ | ગોપમાસ સમ્પૂર્ણ । |
| ૧-માગસર વદ | ગુરુ | ૩ | |
| ૨-૩ | શુક્ર | ૪ | |
| ૪ | શનિ | ૫ | |
| ૫ | રવિ | ૬ | શ્રીમદ્ શ્રીવિઠ્ઠલનાથ પ્રભુચરણ શ્રીગુસાઁઈજીના ઉત્સવની વધાઈનો પ્રારમ્ભ । |
| ૬ | સોમ | ૭ | |
| ૭ | મંગળ | ૮ | |
| ૮ | બુધ | ૯ | |
| ૯ | ગુરુ | ૧૦ | **શ્રીમદ્ શ્રીવિઠ્ઠલનાથ પ્રભુચરણ શ્રીગુસાઁઈજીનો પ્રાકટ્યોત્સવ (સં.૧૫૭૨)** |
| ૧૦ | શુક્ર | ૧૧ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*

**સંતો પણ ભગવાનનો સંબંધ ઉત્પન્ન કરી મોક્ષ પ્રાપ્ત કરાવે છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૨૪-૧)





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

## ગુરુ શિક્ષા - ૨૬

# પુષ્ટિમાર્ગ- ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

*હવે જે લેખમાળામાં આપણે શ્રીગુરુદેવના વચનામૃતની અમૃતધારાનું પાન કરીશું તે આપશ્રી દ્વારા કરેલ સેશન્સ ફોર યુ.એસ.એનાં ધ્વની મુદ્રણ પરથી લેખન કરેલ છે, જે જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરાના સર્વે સેવક-વૈષ્ણવોએ કરેલ છે. આપણે આ અલભ્ય વચનામૃતનું હવે રસપાન કરીશું.*

ગતાંકથી આગળ .....

હવે જુઓ સમાન્ય રીતે એટલે એક બાજુ એનું પણ કહે છે કે આમાં ધર્મ અને મોક્ષને અલૌકિક છે. અને અર્થ અને કામ એ લૌકિક છે. લૌકિક અને અલૌકિક બહુ મીસ્ટીરીયસ્ બનાવીને ન છેવા માર્ગનો..પરંતુ અર્થ અને કામનામાં જે પરિણામ છે, તે તમને બિલકુલ તાત્કાલિક રોકળ મળી જાય છે. તમે ડ્રાફ્ટ લઇને બેંકમાં જાવ, તો પૈસા તરત જ મળે કે બે ચાર કલાક કે દિવસ પછી મળે ? તરત જ મળે છે ? અને બીજી કંપનીનો ચેક લઇ જાઓ તો ક્યારે મળે ?

અને કદાચ તે બીજું શહેર હોય તો પાંચ પાંચ દિવસ પણ મળે એમ ધર્મ અને મોક્ષનું પરિણામ તાત્કાલિક હાથમાં નથી આવતું. એટલે એને હું અલૌકિક કહી રહ્યોં છું. અને અર્થ અને કામ એ ડ્રાફ્ટ લઇને બેન્કના કાઉન્ટર ઉપર મૂક્યો અને થપ્પી તમોને મળી. રોકળ થઇ ગયો. એટલે એ અર્થમાં સામાન્ય હું બતાવવા માંગું છું કે ધર્મ અને કામ એટલે સાધનરૂપ ધર્મ અને સાધ્યરૂપ મોક્ષ, એ અલૌકિક પુરુષાર્થ છે. અને સાધનરૂપ અર્થ અને સાધ્યરૂપ કામ એ લૌકિક છે. હવે સામાન્ય રીતે ધર્મ, અર્થ, કામ, મોક્ષ સમજી લઇએ.

ધર્મ કેવલ અમુક પ્રકારથી અમુક રીતે એ અમુક તથ્યથી કરવામાં આવેલું કર્મકાંડ માત્ર નથી. ધર્મ એ આપણે ત્યાં સંપૂર્ણ જીવનપ્રણાલીનું નામ ધર્મ છે. અને એમાં કોઇ એવી ચેષ્ટા નથી કે તેનો સમાવેશ તેમાં ન થતો હોય. ગીતામાં ભગવાને આ બધી વસ્તુઓ સ્પષ્ટ કરી. અને જ્યારે પોતાના જુદા જુદા પાસાં ગણાવવા બેઠા, દસમાં અધ્યાયમાં છલ અને ધૃત અને વનસ્પતિ, મનુષ્ય અને પ્રાણી બધામાં દષ્ટિકોણ ગણાવી લીધઅ કે બધામાં હું ક્યાં, કઇ રીતે છું.

ધર્મ અવિરતનો હું કામ પણ છું, હુ પોતે કરી રહ્યો છું. તેથી આ વાત હું ધ્યાનમાં લઉં છું, કે આપણા જીવનમાં ભારતીય જીવનની કોઇપણ એક ચેષ્ટા એવી નથી કે જે ધર્મ શબ્દની સીમારેખાથી બહાર જતી હોય. જેને આજે તમો આધુનિક શબ્દમાં જીવન-પદ્ધતિ (લાઇફ-સ્ટાઇલ) કહો છો. તે જીવન પદ્ધતિનું સચોત ભાષાંતર





ભારતીય સંદર્ભમાં ધર્મ છે. તેવી તો કહીએ છીએ કે ધર્મ માટે સંકુચિત અર્થ લેવું નહિ, સમજવું નહિ અને સમજાવવું નહિં. અને જેઓને એવી ખોટી સમજ હોય તેનાથી આવી ખોટી સમજ દૂર કરવાની જવાબદારી વિદેશ ખાતે શ્રીચતુર્થપીઠના સેવકો પાસેથી જાણી લેવી જોઇએ. આ ઘરના સેવકોને સાચી દીશા ચોક્કસ આપશે.

આ કાર્ય તમોને કરવું છે તે એક વાત તમને સમજાવવી છે. એટલે તમે મારા એમ્બેસેડર (જેમ રાજદૂત હોય, તેમ) છો અને તમારી આ ફરજ છે. દરેક દેશમાં આ લાસ્ટ ટાઇમ આ વિવેચન કરતા થોડું સમજાવ્યુ હોય. દરેક દેશમાં જે એમ્બેસી ની સેવા હોય છે ને તે પાછો એક દેશ જ ગણાય છે. તે એમ્બેસીમાં શરણ લઇને કોઇ જતો રહે તો તેને તે દેશની મિલીટરી પકડી શકે નહી. પોલીસ પકડી ન શકે. તમારી સીમા-રેખામાં જ છે ને જે કહેલા મને રોમાંચ થઇ જાય છે. મને સ્પર્શ કરોને જુઓ.

તેમ અમારી સીમારેખામાં જ છે. મારી દૃષ્ટિથી હું એવું ગણીશ કે તે મારા ઘરની વ્યક્તિ છે તે સુરક્ષિત છે એટલે ધર્મનો અર્થ એવો કદી થયો નથી કે ધર્મ એટલે સંપૂર્ણ અને તેમાં હું ત્યાં સુધી કહું છું કે દેહશુદ્ધિમાં મનવૃત્તિની ક્રિયાથી લઇ દેહના જે બીજા પણ આવેગ છે તે સંપૂર્ણ આવેગો તેમાં સમાવેશ થઇ જાય છે. તેથી ધર્મ, અર્થ, કામ, મોક્ષ આ ચાર વિભાજન કરવા છતાં પણ આ ચાર પછી એક ધર્મમાં શિર્ષકમાં મુકી દેવામાં આવે છે. ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ પેટા-શિર્ષક છે.

એક બેસિક હેડિંગમાં નીચે મૂકવામાં આવે છે કે જોઇન્ટ ફ્રેક્શન કે હેડીંગસ છે તે પાછો ધર્મ છે. એટલે ધર્મ એ આપણી જીવનપ્રણાલી એટલે ધર્મનો પાછો એક એસ્પેક્ટ ધર્મ છે. ધર્મનો એક એસ્પેક્ટ ધર્મ, ધર્મો એક એસ્પેક્ટ અર્થ, એક કામ, અને એક મોક્ષ. તેથી દરેક ચેષ્ટા તેવી જ રીતે કામને આપ સમજી લો. કે કામ પણ એક માત્ર ધર્મનો વાસનામાં સીમિત શબ્દ નથી. એટલે એ માત્ર એ મનુષ્યમાત્રમાં રહેલા વાસનાને એકલાને વ્યાખાન નીથ કરતું પણ કામ એ સંપૂર્ણ કામનામાં રહીને પોતાનામાં સમેટી લે છે.

જેવી રીતે કામ શબ્દ સંપૂર્ણ કામનાઓને પણ પોતાની અંદર સંપૂર્ણ જીવનની ચેષ્ટાઓને સમાવેશ કરી લે છે. અને સમાવેશ થાય છે, દરેક ચેષ્ટાઓનો અને એ ચેષ્ટાઓ જ બેસીક ત્રણ ફંક્શન છે. શરીરની ચેષ્ટા, વાણીની ચેષ્ટા અને મનની ચેષ્ટા. જે મન વાણી અને દેહથી જે સંપૂર્ણ ચેષ્ટા થઇ રહી છે, તે ધર્મ છે, અર્થ છે, કામ છે અને મોક્ષ છે. એટલે એ બધી જ ચેષ્ટાઓ ચાર વિભાગમાં આવી ગઇ. એક વસ્તુ આમાં સ્પષ્ટ છે કે જીવનપ્રણાલી એટલે કે ધર્મના હેઠળ આપણે એક પાછળ એટલે કે આપણે જે ધર્મનું વિભાગ પાડીએ છીએ તે એવી ચેષ્ટાઓ માટે છે કે જેમ આપણે એક સામાન્ય જીવનને આપણે નકશીકામ કરીએ છીએ.

દર્શન વ્યક્તિ તરીકે આપણે એક જ છીએ એના જે કાંઇ લાભ, હાની કે ઇફેક્ટ કરે છે એ પણ વ્યક્તિ તરીકે આપણને ઇફેક્ટ કરે છે. પણ એમાં આપણે વ્યવસ્થિત સેગમેન્ટેશન પ્રોપર ડીવિઝનથી આપણે એમ્બોસ કરીએ છીએ. આપણા સમયપત્રકને કે સવારે આટલા વાગે ઉઠીને આપણે દેહ-કૃત્ય કરીશું સ્વસ્થ રહેવા માટે,





તરવા જઈશું. પછી આવીને ચા પીશું પછી ઓફીસ અને ઓફીસમાંથી પછી પાછા આવીએ તેવા પરિવાર સાથે કોઈ દિવસ કોઈ વાર બહાર ફરવા જઈશું. તે બધી જ વસ્તુઓ તો જેમ એક વ્યક્તિ તરીકે આપણે સંપૂર્ણ ડીવિઝન કરીએ છીએ અને પછી એને આપણે આપણી ટોટલ લાઈફ સ્ટાઈલ છે એમાં આપણે ડીવીઝન પાડીએ છીએ.

જ્યારે કોઈવાર ઓફિસમાં કોઈ વ્યક્તિ આપણને મળે તો તમે મને બીજે દિવસે કે શનિવારે ઓપોઈન્ટમેન્ટ આપે તો કહીશું કે ક્ષમા, શનિવાર ન આવી શકું. આજનો દિવસ મારા પરિવાર માટે આરક્ષિત છે. તે દિવસે મારા બાળકોના લીધે હું બહાર નીકળી શકુ તેવો મને સમય નથી, તે મારો પરિવાર દિવસ છે. દિવસ બધા તમારા જ છે, તેમાં એક દિવસ તમે નક્કી કરો છો કે આ મારો પરિવાર દિવસ છે.

એક્ઝેટલી, એ જ રીતે તમે જે સંજ્ઞાઓ આપી રહ્યાં છો તેવી જ રીતે અમુક તેવી જ ચેષ્ટાઓ કે જે ચેષ્ટાઓ તમારા આત્મસંબંધી ચેષ્ટાઓને જેનો સંબંધ તમે તમારા દેહ નથી પણ આત્મા છે. એ છે એ નથી એવું નથી પણ જેમ આપણું શરીર આપ સ્વસ્થ રાખો છો. સ્વસ્થ શરીરના બેનીફીટ આત્માને નથી મળતા એવું નથી, ચોક્કસ મળશે કેમકે એક સ્વસ્થ શરીરમાં રહેલું ચેતન તત્ત્વ પણ પોતાના બીજભાવન વ્યવસ્થિત રીતે અને પોતાના સામર્થ્યથી ફૂલ કેપેસીટીમાં રીયલાઈઝ કરી શકશે. અસ્વસ્થ દેહમાં રહેલો એ જ આત્મા પોતાના બીજભાવને એક બહુ વ્યવસ્થિત કસરત કરો છો તે વખતે કસરતની જે સીધી અસર મળે છે તેના સ્ટેન્થની ઓક્સીજનની, વગેરે સીધી અસર તમારા અને સ્પીરિટ.

તમારા આ સ્નાયુતંત્રને તે બધઅને મળતી હોય છે એટલે શરીરની સીધી અસર છે. જેમ તમારી કસરતની કોઈ અસર છે, તેને ડાઈરેક્ટ બેનીફીસ્યરી તમારો દેહ છે. તેવી જ ધાર્મિક તમામ ક્રિયાઓનો સમૂહ છે. તેનો બેનીફીશ્યરી તમારો ચેતન તત્ત્વ છે. આત્મા છે તે અર્થમાં તેને આપણે પારિભાષિક શબ્દોમાં કહીએ છીએ. હંમેશા ધર્મ એ ટોટલ લાઈફ સ્ટાઈલ છે. નેવર ડાઈ. તેવી જ રીતે હું કહીશ નેવર સે ધર્મ એ આઈસોલેટેડ વસ્તુ છે.

ધર્મ એક આઈસોલેટેડ નથી. પરંતુ ધર્મને આપણે પારિભાષિક અર્થમાં કહી શક્યા છીએ. તેનો ટર્મીનોલોજી યુઝ કરી રહ્યાં છીએ. એવું કહેવા માગીએ છીએ કે એવી ક્રિયાઓ, એવી ચેષ્ટાઓ મનની વાણીની અને દેહની કે જે મન, વાણી અને દેહનો પાઠ કરુ છું.

(...ક્રમશઃ)

સંકલનઃ- જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર વતી દાસ ગોપાલ, વડોદરા

**શ્રીગુરુચરણના વચનામૃત સેસન્સ ફોર યુ.એસ.એમાંથી સાભાર**





# માર્ગીય દીક્ષા મન્ત્ર સમજ

## મહદ્વિમૃગ્ય ભક્તિયોગ - ૩

..ગતાંકથી આગળ

**ગુરુદેવ :-**

**અપૃષ્ટ્વા યસ્તુ યાં કાંચિત્ ક્રિયાં નારભતે હરિમ્ ।**
**અસંભિન્નાર્યમર્યાદસ્તસ્ય તુષ્યતિ કેશવઃ ।।**

અર્થ : જે ભક્ત શ્રીહરીની આજ્ઞા લીધા વિના કોઈપણ લૌકિકી કિંવા વૈદિકી ક્રિયા આરંભતો નથી તેવા આર્યમર્યાદાને ન તોડનાર ભક્ત ઉપર શ્રીપ્રભુ પ્રસન્ન થાય છે, વગેરે વાક્યોથી ભગવદાજ્ઞાકારિત્વ જ દાસનો ધર્મ હોવાથી લૌકિક-વૈદિક જે કંઇ કાર્ય કરવું તે શ્રીપ્રભુની આજ્ઞા માંગી ને જ કરવું. તેનો વિસ્તૃત ખુલાસો આ પ્રમાણે છે. ગર્ભાધાન સંસ્કારથી પ્રારંભીને પુત્રાદિકના વિવાહ પર્યન્તનાં વૈદિક કાર્ય કરવાનો સમય જ્યારે જ્યારે પ્રાપ્ત થાય ત્યારે ત્યારે પ્રથમ શ્રીગુરુદેવની તથા શ્રીપ્રભુની આજ્ઞા માંગી તે તે વૈદિક કાર્યનો આરંભ કરવો.

આજ્ઞા માંગવાનો પ્રકાર આ પ્રમાણે છે - જો પોતાના નિવેદન મન્ત્રોપદેષ્ટા શ્રીગુરુદેવ ગામમાં બિરાજતા હોય તો તેઓશ્રીની સન્મુખ જઇ યથાશક્તિ ભેટ ધરી આજ્ઞા માંગવી કે મારે ત્યાં પુત્રાદિકનો અમુક કાર્ય કરવાનો અવસર પ્રાપ્ત થયો છે, તેમાં અમુક ખર્ચ થશે, તે કાર્ય કરવાની આપશ્રી મને આજ્ઞા પ્રદાન કરો!

જો શ્રીગુરુદેવ અન્યત્ર બિરાજતા હોય તો વિનંતિ પત્ર લખી તે તે કાર્ય માટે પત્ર દ્વારા આજ્ઞા મંગાવવી. ત્યાર પછી પોતાને માથે જે સ્વરૂપ પોતાના શ્રીગુરુદેવે પધરાવી આપેલ છે તે સ્વરૂપ સેવા કે ચિત્ર સેવા બિરાજતી હોય તો શ્રીપ્રભુની પાસે નિવેદન કરવું. જેમકે, પુત્રનો વિવાહ હોય તો શ્રીઠાકોરજી સમીપ જઇ દંડવતપ્રણામ કરી હાથ જોડી અત્યન્ત દીનતા તથા વિનયપૂર્વક પ્રાર્થના કરવી કે:

નાથ! આપના પુત્રનો વિવાહ છે, આપની આજ્ઞઅની તેમાં અપેક્ષા છે માટે વિવાહની આજ્ઞા આપો. પોતામાં ભગવદાજ્ઞાકારિત્વનું તથા શ્રૌત-સ્માર્ત કર્મોમાં વેદ દ્વારા કરેલી ભગવદાજ્ઞા પ્રાપ્તત્વનું અનુસંધાન રાખી સર્વ શ્રૌત સ્માર્ત કાર્યો કરવાં. અને તે દેવતાં પૂજ્ય હોય તેમાં જે જે વસ્તુઓ અપેક્ષિત હોય તે બાબત પણ પ્રથમથી જ શ્રીપ્રભુ પાસે પ્રાર્થના કરી લેવી કે અમુક કાર્યમાં અમુક અમુક કર્માંગ દેવતા આપશ્રીના અવયવરૂપે મારે પૂજવાના છે, તેમાં જે જે વસ્તુ જોઇશે તે મારે ઉપોગમાં લેવી પડશે.

**શ્રુતિસ્મૃતિ મમૈવાજ્ઞે યાસ્તે ઉલ્લંઘ્ય વર્તતે ।**
**આજ્ઞાચ્છેદી મમ દ્વેષી મદ્ભક્તોપિ ન મે પ્રિયઃ ।।**

એમ આજ્ઞા માંગી પૂજનમાં, હોમમાં, અથવા જ્યાં અપેક્ષિત હોય ત્યાં વસ્તુ ઉપયોગમાં લેવી. એવી જ રીતે ઉપનયન સંસ્કારમાં બટુકને ભિક્ષા આપવામાં, તથા વિવાહમાં કુલદેવતા વગેરેને ભોગ ધરવામાં, અન્નાદિ સિદ્ધ સામગ્રી ઉપયોગમાં લેવી તે પણ, શ્રીપ્રભુને ભોગ ધરીને જ લેવી. નિત્ય, નૈમિત્તિક કર્મમાં કર્માંગભૂત દેવોને જે અન્ન





દેવું તે પણ ભગવાનને સમર્પીને જ દેવું. અત એવ **વિષ્ણોર્નિવેદિતાન્નેન યષ્ટવ્યં દેવતાન્તરમ્ । પિતૃભ્યશ્ચાપિ તદ્દેયં તદાનન્ત્યાય કલ્પતે ।।** વિષ્ણુ શ્રીઠાકોરજી-ને ધરેલ અન્નથી બીજા દેવનું યજન કરવું. પિતૃઓને પણ પ્રસાદી અન્ન આપવું તે આનન્ત્યને માટે કલ્પાય છે.

આવાં વચનોનું સાર્થક છે. આ વાત યુક્ત પણ છે, કારણકે **દેવોऽસુરો મનુષ્યો વા યક્ષો ગન્ધર્વ એવ વા.**.આ પ્રલ્હાદવાક્યથી બધા દેવો પણ ભગવદ્ભક્ત છે અને તેથી તેઓ ભગવત્પ્રસાદથી જ પ્રસન્ન થાય એ સ્વાભાવિક છે. પ્રભુને અસમર્પિત સર્વથા ઉપોયોગમાં લેવી નહિ. તેમજ ગર્ભધાનાદિ સંસ્કારોમાં જે જે દાનો કરવાનાં હોય તેમાં પણ વેદ દ્વારા ભગવદાજ્ઞાપ્રાપ્ત્વનું અનુસન્ધાન રાખી તે દાન શ્રીકૃષ્ણાર્પણ કરવાં. તેમજ જે જે કર્મમાં કર્માંગભૂત બ્રાહ્મણભોજન કરાવવું હોય અને તે સ્વલ્પપાકાદિ સાધ્ય હોય તો શ્રીપ્રભુને અર્પણ કરી ભગવત્પ્રસાદથી જ કરાવવું.

પરંતુ જો મહાપાકસાધ્ય હોય તો શ્રીપ્રભુને અર્પણ કરવાનું બની શકે નહિ, તેથી ભગવત્સમર્પિત તુલસીદલ તેમાં પધરાવી મન તથા વચનથી ભગવાનને અર્પણ કરી બ્રાહ્મણ ભોજન કરાવવું (શ્રીપુરુષોત્તમજીની આજ્ઞા). તે જ પ્રમાણે યજ્ઞોપવીત તમેજ વિવાહાદિ પ્રસંગોમાં સગાંસમ્બન્ધિ તથા જ્ઞાતિ-ભોજન કરાવવામાં પણ સમજવું. યજ્ઞોપવિત વિવાહાદિ પ્રસ્તાવોમાં સગાસમ્બન્ધિને તથા જ્ઞાતિજનોને તથા નોકર-ચાકરને જે કંઇ પહેરામણીમાં વસ્ત્રાલંકારાદિ આપવાનાં હોય તે પણ બધાં તૈયાર કરી છાબોમાં સાજી પોતાને ત્યાં સેવ્યસ્વરૂપને સન્મુખ રાખી, પ્રાર્થના કરી, આજ્ઞા માંગી પહેરામણી કરવી.

તેમજ પુત્રાદિકના વિવાહાદિ કાર્યોમાં માંડવો બંધાવવો, ચિત્રો કઢાવવાં, આદિ વિવાહોપયોગી તૈયારી કરવામાં પણ આવશ્યક હોય તેટલો જ ખર્ચ કરવો, ફૂલણજી બનવું નહિ. કારણકે આપણી પાસે જે કંઇ દ્રવ્ય છે તે શ્રીપ્રભુની સેવામાં વિનિયોગ કરવા માટે છે, આમ તેમ ઉરાડી નાંખવા માટે નથી. તેથી તે દૈવી દ્રવ્યનો દુરૂપયોગ ન થાય તેનું પણ અનુસંધાન હમેશાં રાખવું.

દ્રવ્ય બે પ્રકારનું હોય છે. ૧. દૈવ, ૨. અસુર. પ્રભુને માટે ખર્ચવા માટે આવતું તે દૈવ, અને દુનીયામાં ફસવનારૂં દ્રવ્ય તે અસુર. **યસ્યાનુગ્રહમિચ્છામિ હરિષ્યે તદ્ધનં શનૈઃ।** જેના ઉપર હું અનુગ્રહ ઈચ્છુ છું તેનું ધન ધીરે ધીરે હરણ કરૂં છું. આ ધન દૈવ નહિ, પણ અસુર સમજવું. કારણકે ભગવાન જ એકાદશ સ્કન્ધમાં આજ્ઞા કરે છે કે **પૃથકસત્રેણ વા મહ્યં પર્વયાત્રામહોત્સવાન્। કારયેદ્ગીતનૃત્યાદ્યૈઃ મહારાજવિભૂતિભિઃ।** તાત્પર્ય કે - ચક્રવર્તી મહારાજાધિરાજની સમાન વિભૂતિથી મારા ઉત્સવો કરવા. હવે જો જેના ઉપર ભગવદનુગ્રહ થાય તેની દૈવ અસુર બધી સમ્પત્તિ પ્રભુ હરી લેતા હોય તો તે અનુગ્રહીત જીવ શ્રીઠાકોરજીના મહારાજાધિરાજની સમાજ ઉત્સવો ક્યાંથી કરી શકે ? માટે અનુગ્રહભાજન જીવની સમ્પત્તિ નાશ પામવાનું વચન છે તે આસુરીસમ્પત્તિવિષયક સમજવું.

(...ક્રમશઃ)

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# ।। મંગલાચરણ ।।

..ગતાંકથી આગળ

**અવિદ્યારૂપ-સંસારે સુવિદ્યા-પ્રાપકો જનાન્ ।।**

**દેવકીસુત-પાદાનાં[૭] પાદરેણુર્ પ્રસીદતુ ।। ૧૦ ।।**

| | |
|---|---|
| અવિદ્યારૂપ[૧] સંસારે[૨] | : અવિદ્યારૂપ[૧] આ સંસારમાં[૨] |
| સુવિદ્યાપ્રાપકો[૧] જનાન્[૨] | : સુવિદ્યા પ્રાપ્ત કરાવનાર[૧] લોકોને[૨] |
| દેવકીસુત[૧]-પાદાનાં[૨] | : પૂજ્યચરણ ગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી[૧]ના ચરણારવિન્દના[૨] |
| પાદરેણુ:[૧] પ્રસીદતુ[૨] | : રજકણો (મારા ઉપર)[૧] પ્રસન્ન હોજો[૨] |

**અવિદ્યારૂપ સંસારમાં પડેલા સેવકજનોને (સ્વમાર્ગીય) સુવિદ્યા પ્રાપ્ત કરાવનાર પૂજ્યચરણ શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીની ચરણરેણુ અમારા ઉપર પ્રસન્ન રહો (સદા કૃપા કરો). ૧૦**

શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીએ આ શ્રીચતુર્થદ્વારના અધિપતિ છે. અને આપશ્રી શ્રીચતુર્થવંશમાં આપશ્રી જન્મદાતા શ્રીગોકુલનાથ પ્રભુચરણના બાલક છે. આપશ્રીએ આ મંગલાચરણ સ્વરૂપે શ્લોક પોતાના શ્રીગુરુદેવના સ્વરૂપનું વર્ણન કરતા પ્રકટ કર્યો છે.

શ્રીગુરુદેવનું સ્વરૂપ કેવું હોય ? જે આજના આ અવિદ્યાથી ભરેલા આ સંસારમાંથી ભક્તિરૂપી નાવથી પાર ઉતરી શકાય. શ્રીમહાપ્રભુજી શ્રીકૃષ્ણાશ્રય ગ્રંથમાં આજ્ઞા કરે છે કે આ કલિકાલમાં સર્વમાર્ગ (જ્ઞાન, કર્મ) નષ્ટ પામેલા છે, અને કલિકાલની મહાછાયા મંડરાઇ રહી છે, જેના કારણે જીવો અવિદ્યાથી ગ્રસિત થયા છે. આવા સમયમાં કેવળ એક માત્રજો સાધન જીવોત્કર્ષનું હોય તો તે છે કેવળ શ્રીકૃષ્ણની શરણાગતિ..

એટલેજ શ્રીગુસાંઇજીએ શ્રીસર્વોત્તમજીમાં શ્રીમહાપ્રભુજીનું એક **ગુરૂ:**[૨૯] નામ પ્રકટ કર્યું છે. શ્રીગોકુલેશ પ્રભુચરણ આ નામનું રહસ્ય પ્રકટ કરતાં આજ્ઞા કરે છે કે માર્ગના જે ઉપદેશ કરવાવાળા હોય, માર્ગનું જે ફલ દેવાવાળા હોય તે માર્ગનાં ગુરૂ કહેવાય. જેમ શ્રીકપિલદેવજી સાંખ્ય માર્ગના ગુરુ છે. તે જ પ્રકારથી શ્રીમહાપ્રભુજી આ કલિકાલમાં પુષ્ટિમાર્ગનો ઉપદેશ કરવાવાળા છે અને ફલ દેવાવાળા છે, તેથી જ આ પુષ્ટિમાર્ગના ગુરૂ શ્રીમહાપ્રભુજી આપ છે, એ બતાવવા માટે આ નામ કહ્યું.

સનાતન ધર્મના અનેક શાસ્ત્રોમાં શ્રીગુરુદેવનો મહિમા ગાવામાં આવ્યો છે. અને આપણા માર્ગમાં પણ શ્રીગુરુદેવના સ્વરૂપને ખૂબજ ઉચ્ચ સ્થાન પ્રદાન કરવામાં આવ્યું છે. શ્રીમહાપ્રભુજીના સેવક દામોદરદાસ હરસાનીજી, જ્યારે એક સમય શ્રીમહાપ્રભુજી દામોદરદાસજીની ગોદીમાં શ્રીમસ્તક ધરી પોઢી રહ્યાં હોઇ છે, તે સમયે શ્રીઠાકોરજી સાક્ષાત્ શ્રીમહાપ્રભુજી પાસે પધારી રહ્યાં હતાં.





દામોદરદાસ હરસાનીજી પોતાના સેવક ભાવથી શ્રીઠાકોરજીને માર્ગમાં જ રોકાવા માટે અનુરોધ કરે છે, કારણકે આપશ્રી તો ચંચલ છે અને શ્રીમહાપ્રભુજીની જો નિંદ્રા ખૂલી જશે તો આપને શ્રમ પડશે, તેથી શ્રીઠાકોરજીને રોક્યાં. કારણકે દામોદરદાસજીનો ઉત્કટ સેવકભાવ. અને એટલેજ જ્યારે શ્રીગુસાંઇજીએ દામોદરદાસજીને પૂછ્યું હતું કે શ્રીઠાકોરજીથી શ્રીમહાપ્રભુજીને કેમ મોટા કહ્યાં ? ત્યારે દામોદરદાસજી સહજ ભાવે વિનંતી કરે છે કે **જે રાજ ! દાન બડો કે દાતા બડો ?** તેથી શ્રીમહાપ્રભુજી શ્રીગુરુ છે, જે દાતા છે તે બડા.

આમ દામોદરદાસજીએ શ્રીગુરુદેવનું સ્વરૂપની મહત્તા દર્શાવી છે. તેવી જ રીતે આપણા સનાતન ધર્મમાં શાસ્ત્ર પણ અનેક રીતે શ્રીગુરુદેવના સ્વરૂપનું વર્ણન કરે છે.

જેની શ્રીચરણરજથી ચરાચરમાં જે વ્યાપેલા છે, એવા અખંડમંડલાકારનું દર્શન થાય છે તેવા શ્રીગુરુને નમસ્કાર હો ! શ્રીગુરુનું સમસ્ત અસ્તિત્વ નહીં પરંતુ માત્ર શ્રીચરણરજથી સચરાચરમાં વ્યાપ્ત પરમાત્માનું દર્શન થાય છે. આવા શ્રીગુરુદેવનું સામિપ્યતો આખા ભવસાગરને તરાવી દે એવું સામર્થ્ય ધરાવનારું હોય છે, તે આ કલિકાલ રૂપી અવિદ્યાને દૂર કરનારા છે.

જેમની શ્રીચરણરજ જે કંઇ ચર-અચર કહેતાં સ્થાવર અને જંગમમાં વ્યાપેલા પરમ તત્વનું દર્શન કરાવે છે. (શ્રીમહાપ્રભુજી, શ્રીઊભય પ્રભુચરણ શ્રીગોપીનાથજી-શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી, શ્રીયમુનાજી, શ્રીપૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણનું માહાત્મ્ય દર્શન કરાવે તેમને સર્વથી અધિક અને શ્રેષ્ઠ પ્રેમ કરવા સામથ્યવાન બનાવે છે) એવા શ્રીગુરુદેવની શ્રીચરણરજનું સદ્‌ભાગ્ય ત્યારેજ મળે જ્યારે આપણે તેવા શ્રીચરણની પાસે જઇએ.

એવાં જ શ્રીગુરુના શ્રીચરણમાં શરણ પામતાની સાથે જ સ્થાવર-જંગમ કહેતાં ચર એટલે ચંચળ-અસ્થિર અને અચર કહેતાં સ્થિર ખસનારું ડગનારું નહીં. તેમાં વસતાં પરમેશ્વરનાં દર્શન થાય છે. પણ જરૂર એ કે શ્રીગુરુદેવના શ્રીચરણોમાં જવાની છે. જે બ્રહ્મમય છે, જ્ઞાનમય છે, તેની શ્રીચરણરજ ત્રણેય લોક અને બ્રહ્માણ્ડમાં વ્યાપ્ત પરમાત્માનું દર્શન કરાવે છે, સર્વ દર્શન શાસ્ત્રો જેમનાં નેત્રો અને અમૃતસ્વરૂપ વાણીથી નિ:સૃત વહે છે, એવા શ્રીગુરુદેવ આ ઘોર કલિકાલ અવિદ્યારૂપી સંસારમાંથી જીવોને શરણે લઇ અલૌકિક ફલની પ્રાપ્તિ કરાવે છે.

જેમનાં કમળ જેવા શ્રીચરણમાં શિરોમણી જેવા વેદો, સૂર્યકમળ જેવા ઉપનિષદો શોભાયમાન છે, તેવા શ્રીગુરુદેવ આ કલિકાલના અવિદ્યાને હરનારા છે. વેદ અને ઉપનિષદ્ જેવા ગ્રંથો જેમની વાણીથી અહર્નિષ વહેતાં હોય, એટલે કે જેને વેદો અને ઉપનિષદોનો ઊંડાણથી અભ્યાસ કરેલ છે, એવા શ્રીગુરુજ જ્ઞાન શલાકા વડે (કૃપા) અંજન કરી ઊંડા અંધારેથી શ્રીપ્રભુ પરમ તેજે લઇ જાય છે.

ભગવદ્રસમાં નિમગ્ન, દુ:ખને ભોગવનાર, સર્વદાન આપવામાં વિલક્ષણ પ્રકારવાળા, જેમનાં સર્વ શ્રીઅંગ સુંદર છે તેવા હે વિભો ! આપ કામદેવને પણ મોહ કરનાર ધો; ભક્તિ જેમને વહાલી છે, ભાવથી મેળવી શકાય તેવા રસને જાણનારા, રસનું દાન કરનાર, અત્યંત મધુરતાના સમૂહરૂપ, દુર્લભ ભાવને જણાવનારા, પ્રભુ વિના જેમાં

બીજું નથી, તેવા શુદ્ધ ધર્મનું દાન કરનાર, વ્યાભિચારનો વિનાશકરનાર, શરણાગત જીવોના સારી રીતે રક્ષણહાર, કાલાદિના ભયનો નાશ કરનાર, શ્રીવિઠ્ઠલનાથજીના સ્વરૂપની પ્રાપ્તિ કરાવનાર અને પોતાના દાસોને એક અવલંબનરૂપી આપ શ્રીગુરુદેવ છો. ૬-૮.૫ (શ્રીહરિરાયચરણ વિરચિત શ્રીગુરુદેવાષ્ટકમ્)

આપણા શ્રીગુરુદેવ શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી આવા સમર્થ ગુરુ છે, જે આજના અવિદ્યારૂપી સંસારમાં પડેલા આપણા જેવા સેવકજનોને સુવિદ્યા (સન્માર્ગ) પ્રાપ્ત કરાવનારા આપણા પૂજ્યચરણ શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીની શ્રીચરણરેણું માત્ર પણ આપના પર પડે તો પણ આ જીવ કૃતાર્થ થાય, એવી આપશ્રી સદા કૃપા વર્સાવે છે. આપણે સૌ આવા શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીને સાષ્ટાંત દંડવત્ પ્રણામ કરી સેવકપણું સાર્થક કરીએ.

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# ભક્તિની ઉત્તમતા

**(લેખક : શ્રીયુત્ શાસ્ત્રીજી મૂળશંકર રામજી જાની)**

..ગતાંકથી આગળ

**વિષ્ણુમિત્ર** : સર્વના કારણરૂપ વિશ્વનિયંતા નિર્ધર્મક અને નિરાકાર હોય તો તેને કાર્યરૂપ આ વિશ્વમાં ધર્મો તથા આકારો ક્યાંથી આવ્યા ? સત્ય એ કે પરમાત્મા સર્વધર્મવાળા અને સર્વાકારવાળા છે. માહાત્મ્યરૂપે જ્ઞેય પણ તે છે અને સ્વરૂપરૂપે ધ્યેય પણ તે છે. જ્ઞાન વિના મુક્તિ નથી. જ્ઞાનથી જ નિશ્ચય મોક્ષ મળે છે. એ બે વાક્યો તે કહ્યાં, તે સાચાં છે. પરમાત્માનાં માહાત્મ્યનું જ્ઞાન ઉચ્ચ ભક્તિમાં ઉપકારક હોવાથી તે મોક્ષદાયક થઇ શકે છે.

માહાત્મ્યજ્ઞાનથી નિષ્કામ પ્રેમભક્તિ ઉત્પન્ન થાય છે અને તેવી ભક્તિથી મોક્ષ સ્વતઃસિદ્ધ જ છે. માહાત્મ્યજ્ઞાન સ્નેહ થવામાં સહાયક હોવાથી તેને ભક્તિના અંગરૂપ ગણવામાં આવ્યું છે. ગીતામાં સ્વયંભૂ ભગવાન પણ એ જ વાતનું પ્રતિપાદન કરે છે. ૭માં અધ્યાયમાં જે ચાર પ્રકારના ભક્તો ગણાવેલા છે, તેમાં માહાત્મ્યજ્ઞાનવાળા જ્ઞાની ભક્તને સર્વોત્તમ કહેલો છે.

**તેષાં જ્ઞાની નિત્યયુક્ત એકભક્તિર્વિશિષ્યતે ।**
**પ્રિયો હિ જ્ઞાનિનોઽત્યર્થમહં સ ચ મમ પ્રિયઃ ।।**
**ઉદારાઃ સર્વ એવૈતે જ્ઞાની ત્વાત્મૈવ મે મતમ્ ।**
**આસ્થિતઃ સ હિ યુક્તાત્મા મામેવાનુત્તમાં ગતિમ્ ।।**

ચાર પ્રકારના ભક્તોમાં નિત્યયુક્ત એટલે મારા કહેલા યોગને નિરંતર ધારણ કરનાર, મારી એકની જ અનન્ય અને નિરપેક્ષ ભક્તિ કરનાર જ્ઞાની ભક્ત સૌથી શ્રેષ્ઠ છે. તેવા જ્ઞાની ભક્તને હું અતિશય પ્રિય છું અને મને





તે બહુ પ્રિય છે. જ્ઞાની ભક્તિની મારામાં અને મારી તેનામાં પરસ્પર નિસ્સીમ પ્રીતિ છે. જો કે ચારે પ્રકારના ભક્તો ઉત્તમ છે તો પણ જ્ઞાની ભક્ત તો મારો આત્મા જ છે એમ હું જાણું છું. મને જ સર્વોત્તમ ગતિરૂપ ગણી તે યુક્તાત્મા ભક્ત મારે આધારે રહેલો જ છે.

પ્રિય ચૈતન્યચિત્ર! ઉપરનાં પ્રમાણવાક્યોથી જ્ઞાન કરતાં પણ ભક્તિની ઉત્તમતા તારા મનમાં દૃઢ થઈ હશે. જ્ઞાની થયા પછી નિષ્કામ ભક્તિની અત્યંત આવશ્યકતા છે, એવો શાસ્ત્ર સિદ્ધ સિદ્ધાન્ત છે. સર્વત્ર એકસરખું ચૈતન્ય છે, એવા જ્ઞાનમાત્રથી અટકવાનું નથી. ચૈતન્યમય રાજ્ય છે તો તેની સામ્રાજ્યપદવી સ્વીકારનાર સર્વોપરી કોઈ રાજા હોવો જ જોઈએ. રાજા છે એટલું સમજવાથી કશું વળગતું નથી, પણ રાજભક્તિનિષ્ઠ થવાથી સર્વાર્થની સિદ્ધિ થાય છે.

પ્રિય થવું અને તેની પ્રીતિ સંપાદન કરવી તેમાં પુરુષાર્થ છે. જેણે સર્વ જાણેલું છે, અને કશું પણ જાણવાની અપેક્ષા નથી, એવા શ્રીશુક સરખા ઉત્તમોત્તમ જ્ઞાની પણ જ્ઞાન થયા પછી જ્ઞાનને ફલદ્રૂપ કરનારી ભક્તિને વળગી રહેલા છે. **કુર્વન્ત્યહેતુકીં ભક્તિમિત્થંભૂતગણો હરિઃ** શ્રીહરિનું એવું તો આનંદમય સ્વરૂપ છે અને ગુણો છે કે તેમાં આકર્ષણ પામી ભક્તો તેની નિરંતર નિષ્કામ ભક્તિ કર્યા કરે છે. આ દૃષ્ટાન્તથી પણ જ્ઞાન કરતાં ભક્તિની ઉત્તમતા સિદ્ધ થાય છે.

પ્રકાશના પ્રકાશક, તેજ:પુંજ અને આનંદના નિધિરૂપ રસાત્મા એક જ કોઈ દિવ્ય પુરુષ આ વિશ્વના રાજાધિરાજ છે. તેનું વેદ તથા ગીતામાં પરપુરુષ અથવા પુરુષોત્તમ નામ આપેલું છે. **પુરુષઃ સ પરઃ પાર્થ ભક્ત્યા લભ્યસ્ત્વનન્યયા** તે પરપુરુષની પ્રાપ્તિ અનન્ય ભક્તિથી થઈ શકે છે. ઉપનિષદ્ નિરૂપણ કરે છે કે **મુમુક્ષુર્વૈ શરણમનુવ્રજેત્** મોક્ષની ઈચ્છાવાળો હોય તે અવશ્ય શ્રીહરિને શરણે જાય. **મુમુક્ષુર્વૈ શરણમહં પ્રપદ્યે** મુમુક્ષુ હું શરણે આવું છું. **માં હિ પાર્થ વ્યપાશ્રિત્ય** એ ગીતાશ્લોકમાં કહ્યું છે કે મારા આશ્રયથી અનેક ભક્તો પરમ ગતિ પામી ગયા છે. **મામેવ યે પ્રપદ્યન્તે માયામેતાં તરન્તિ તે** મારે જ શરણે આવે તે આ માયાને તરે છે. **મામેકં શરણં વ્રજ** મારી એકની શરણાગતિ લે.

**માં ચ યોऽવ્યભિચારેણ ભક્તિયોગેન સેવતે ।**
**સ ગુણાન્સમતીત્યૈતાન્ બ્રહ્મભૂયાય કલ્પતે ।।**

અવ્યભિચારી ભક્તિયોગથી જે કોઈ મારી સેવા કરે છે, તે ત્રિગુણાત્મક માયાને તરી બ્રહ્મભાવ પામે છે. નિર્ગુણ પરમમુક્તિ અનન્ય ભક્તિથી મળે છે એવું આ સ્થળે શ્રીકૃષ્ણ સિદ્ધ કર્યું છે. ઉપર આપેલાં અને બીજાં અનેકાનેક પ્રમાણોથી એક ભક્તિ જ મુક્તિ આપવામાં સ્વતંત્ર છે, એમ જાણવું. જ્ઞાનની અંગરૂપ ભક્તિ નથી પણ ભક્તિના અંગરૂપ જ્ઞાન છે. સર્વાત્મભાવવાળું જ્ઞાન અને નમ્રભાવવાળી શરણાગતિ એ બે નિષ્કામ ભક્તિ થવામાં પરમ ઉપકારક છે.

**સકૃદેવ પ્રપન્નોયસ્તવાસ્મીતિ ચ યો વદેત્ ।**





**અભયં સર્વભૂતેભ્યો દદામીતિ વ્રતં મમ ।।**

જે જીવ એકવાર જ શરણે આવેલો હોય અને હે પૂર્ણ પુરુષોત્તમ! હું આપનો છું એમ બોલે તો તેને અભયદાન આપી દેવું એવી પરમાત્માની પ્રતિજ્ઞા છે.

ભાઇ ચૈતન્યચિત્ર! આવી રીતે સંક્ષેપથી મેં તને ભક્તિની ઉત્તમતા સમજાવવા મિથ્યા તર્કવિતર્ક કરેલા નથી. જે કાંઇ કહેલું છે તે શાસ્ત્રીય મર્યાદાને અનુસારે કહ્યું છે. આજે તો આપણને ઓછો અવકાશ હોવાથી આટલી જ વાતચીત થઇ શકી છે. તારી ઇચ્છા હશે તો હવે પછી વારંવાર મળી વિસ્તારથી એ વિષયની વાર્તા કરીશું. અનંતમૂર્તિ અચ્યુત ભગવાનની ભક્તિને સિદ્ધ કરનાર એક નહિ પણ સહસ્રવધિ પ્રમાણ હું તને આપી શકીશ. આ સુધાસાગર સરોવરનું રમણીય સ્થળ કાંઇક છેટે તો છે પણ શાંત અને એકાંતપણું હોવાથી અત્રે જ પાછા મળીશું.

**ચૈતન્યચિત્ર** :- ભાઇ વિષ્ણુમિત્ર! હું તારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. આજ દિવસ સુધી મને જે જ્ઞાન હતુ તે લુખું-સુખુ હતુ. જ્ઞાનને હું ચૈતન્ય-લાઇટ-પ્રકાશ એવા નામથી જાણતો હતો. હવે મને સમજણ પડી કે જ્ઞાન તે પૂર્ણ પુરુષોત્તમનું માહાત્મ્ય છે. બધું મિથ્યા, બધું માયિક અને બધું ઉપાધિરૂપ છે, એવી એવી મિથ્યા વાતોમાં જ આજ સુધી હું અથડાયા કર્યો. જે મને મિથ્યા ભાસતું હતું તે હવે માહાત્મ્યજ્ઞાનસહિતના ભકતિબલથી વાસુદેવમય, વિષ્ણુમય, અને સત્ય ભાસે છે.

ગીતાના ગાનારા પૂર્ણ પુરુષોત્તમ, નંદનંદન, શ્રીગોવિંદના ચરણારવિંદમાં વંદન કરવાની વારંવાર અભિલાષા થયાં કરે છે. તેની લલિત લીલા અને ગરવા ગુણોને સંભારતાં કોઇવાર રડી પડાય છે અને કોઇ વાર હસાઇ જવાય છે. હૃદયમાં અને રોમે રોમે રાજીવનેત્ર વસી રહ્યાં છે. આકાશની પેઠે અંદર અને બહાર સર્વત્ર વિરાજતા ગોપાલકૃષ્ણની આનંદમયી મૂર્તિ જ મારા જોવામાં આવે છે. ભાગ્યોદયને લીધે એ આનંદકંદ સ્વરૂપનાં દર્શન કરું છું, ત્યારે પારાવાર હર્ષને લીધે નયનમાંથી નીર ટપક્યાં કરે છે.

કોઇ વાર દર્શન થતાં નથી ત્યારે દર્શન કરવાની તીવ્ર ઉત્કંઠા થઇ રહે છે. જ્યારે દર્શન થાય છે, ત્યારે રખેને પાછા જાઇ શકાતું નથી. પણ અરે! મારૂં ચિત્ત તન્મય થયું એ કાંઇ ઓછું સુખ છે!! એ જ નિરતિશય સુખ છે. એ જ આનંદસુધાસાગર છે. ચિત્ત ચોરાઇ ગયેલું હોવાથી હવે કંઇ કહેવાતું નથી. ભાઇ વિષ્ણુમિત્ર! આજ દિવસ સુધી હું હતાર્થ હતો, તે તારી કૃપાથી કૃતાર્થ થયો છું. તેં ભલે અલ્પ કહ્યું પણ મેં તેને પુષ્કળ માન્યું છે. હિમગિરિશિખર પરથી ઉતરી આવતાં વિષ્ણુપદી ગંગા પ્રચંડ પર્વતોને ભેદીને જેમ સાગરને મળે છે તેમ હું પણ હુંપણાને હઠાવી શ્રીહરિરસાસિંધુ સાથે સંલગ્ન થઇ જાઉં છું.

(...ક્રમશ:)

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૯. શ્રાવણ ૧૯૭૪માંથી સાભાર ।।*

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। સ્વમાર્ગીય-શરણ-સમર્પણ-સેવાદિ-નિરૂપણમ્ ।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

### સેવા કેમ કરવી ?

(ઉપર પ્રમાણે શરણ અને સમર્પણનું વિવેચન કરીને હવે સેવા-વિધિનું નિરૂપણ આપશ્રી કરે છે : -)

सेवाविधः समाग्रोऽपि क्रमेणैव विलिख्यते ।

प्रकारोत्तमतः पूर्वं मूर्तौ सेवा विधीयते ।। ३९ ।।

સમગ્ર સેવાવિધિ પણ અનુક્રમે લખવામાં આવે છે. સેવાને અંગે જે જે કાંઇ કરવાનું છે તે સર્વ લખાય છે. પહેલાં ઉત્તમ પ્રકારની મૂર્તિ વિશે સેવા કરવી એમ કહેવામાં આવે છે. ભગવત્સ્વરૂપની ઉત્તમ પ્રકારની સેવા કરવી જોઇએ એમ જણાવવામાં આવે છે. ૩૯

मूर्तौ भगवतो ज्ञानं साकारावेशतो मतम् ।

भक्तिमार्गप्रकारेण ज्ञानतस्तु तदात्मा ।। ४० ।।

पूजामार्गं भवेन्मत्रविदानात् पूज्यसेवनम् ।

विशेषो भक्तिमार्गोयं पुरूषोत्तमरूपिणः ।। ४१ ।।

मणिस्पर्शेन ताम्रादि सौवर्णमिव तत्वतः ।

अतस्तत्र कृतं सर्वं साक्षात् कृष्णे कृतं भवेत् ।। ४२ ।।

મૂર્તિમાં ભગવાનનું જ્ઞાન, સાકાર ભગવાન મૂર્તિમાં પ્રવેશ કરે છે, તેથી થાય છે, એમ એક મત છે. અર્થાત્ મૂર્તિમાં ભગવાનનો આવેશ થાય છે, એ આવેશ સાકાર આવેશ છે, કેમકે મૂર્તિ સાકાર છે. ત્યારે સાકાર મૂર્તિમાં ભગવાનનો સાકાર આવેશ થયેલો હોવાથી મૂર્તિમાં ભગવાનનું જ્ઞાન થાય છે એમ કેટલાક માને છે. ભક્તિમાર્ગની દૃષ્ટિએ માનવાનું નથી. ભક્તિમાર્ગ પ્રમાને તો મૂર્તિ પ્રભુસ્વરૂપ છે; મૂર્તિ જુદી છે અને એમાં ભગવાનનો જુદો આવેશ થાય છે, એમ માનવાનું નથી.

જે મૂર્તિ દેખાય છે તે સાક્ષાત્ પ્રભુસ્વરૂપ જ એમ જાણવાનું છે. પૂજામાર્ગમાં મંત્રવિધિમાં પૂજ્ય દેવતાઓનું અર્ચન થાય છે. વેદમાં જે જે દેવતાઓ માટેના જે જે મંત્રો કહેલા છે તે તે મંત્રોથી તે તે દેવતાઓનું પૂજન પૂજામાર્ગમાં કરવામાં આવે છે. પૂજામાર્ગ કરતાં ભક્તિમાર્ગમાં વિશેષ આ છેઃ મૂર્તિ સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ-સ્વરૂપ થાય છે. જેમ પારસમણિના સંગથી લોખંડ વગેરે ધાતુ સુવર્ણરૂપ બની જાય છે, તેમ જ મૂર્તિ પણ સાક્ષાત્ શ્રીકૃષ્ણસ્વરૂપ થાય છે, એ કારણથી જ ભક્તિમાર્ગમાં સેવા મુખ્યત્વે કરીને ભાવ વડે જ થાય છે અને એ ભાવ વડે એ સ્વરૂપમાં જે કાંઇ સેવા કરવામાં આવેલી હોય તે સાક્ષાત્ શ્રીકૃષ્ણની જ સેવા થઇ એમ જાણવું. ૪૨

અર્ચાના બે માર્ગ છે : એક પૂજામાર્ગ અને બીજો ભક્તિમાર્ગ અથવા સેવામાર્ગ. પૂજામાર્ગમાં મૂર્તિમાં મન્ત્રોચ્ચાર પૂર્વક દેવની પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવે છે; ભક્તિમાર્ગમાં સેવ્યસ્વરૂપ સાક્ષાત્ પુરુષોત્તમ છે, એ પ્રમાણેનું જ્ઞાન અથવા ભાવ હોય છે. પૂજામાર્ગમાં મૂર્તિમાં દેવનો પ્રવેશ છે, જ્યારે ભક્તિમાર્ગમાં સ્પર્શમણિના સ્પર્શથી જેમ તાંબુ વગેરે સોનું જ બની જાય છે, તેમ પુરુષોત્તમસ્વરૂપ જે શ્રીગુરુદેવ તેમના પુરુષોત્તમ પ્રતિષ્ઠા સ્પર્શથી એ સાક્ષાત્ પુરુષોત્તમ જ બની જાય છે. પ્રવેશ કરનાર ઘરની બહાર જેમ જાય તેમ પૂજામાર્ગમાં મૂર્તિનો પ્રવેશ કરનાર દેવ વિસર્જન દ્વારા બહાર પણ જાય, પરંતુ સ્પર્શમણિના સ્પર્શથી સોનું બનેલ તાંબું ફરી તાંબું થતું નથી, પરંતુ સોનું અને સોનું જ રહે છે, તેમ ભક્તિમાર્ગમાં પુરુષોત્તમ બનેલ સ્વરૂપ સદાને માટે પુરુષોત્તમ જ રહે છે.

सेवा तु तस्य द्विविधा त्यागात्यागविभेदतः ।

अत्यागेऽपि तथात्वं हि व्यावृत्तेस्त्यागतः पुरा ।। ४३ ।।

## સેવા બે રીતે થાય :

(સેવાના બે પ્રકારો આપશ્રી વર્ણવે છે :-)

પ્રભુની સેવા બે પ્રકારની હોય છેઃ એક સેવાતો સર્વ તો સર્વનો ત્યાગ કરીને થઇ શકે અને બીજી સેવા સર્વનો ત્યાગ કર્યા વિના થઇ શકે છે. માટે ત્યાગ અને અત્યાગ એવા ભેદથી સેવા બે પ્રકારની છે. વ્યાવૃત્તિ એટલે ગૃહસ્થધર્માનુસાર સર્વ પ્રવૃત્તિ કરવી એ, એ વ્યાવૃત્તિનો ત્યાગ કર્યા પહેલાં અત્યાગ દશામાં પણ ત્યાગ કરવાપણું તો છે જ, એ આગળ શ્લોકમાં સ્પષ્ટ કરે છે. ૪૩

व्यावृत्तावपि च प्रोक्तो मानसः त्याग उत्तमः ।

अत्यागपक्षे गार्हस्थ्यमनुकूलं हि साधने ।। ४४ ।।

गृहे स्थित्वा सेवनार्थँ स्वधर्मेणैव सर्वथा ।

कृष्णं भजद्यतोऽधर्मकरणाद्धीनयोनिता ।। ४५ ।।

જ્યારે ગૃહસ્થાશ્રમમાં પણ સ્થિતિ હોય એટલે કે ગૃહસ્થ તરીકેની પ્રવૃત્તિ ચાલુ હોય તો પણ મનથી સર્વનો ત્યાગ કરવો એ ઉત્તમ છે. વ્યાવૃત્તિ છતાં પણ એમાં આસક્તિ ન રાખતાં પ્રભુમાં મન જોડી દેવું એ મનથી કરેલો ત્યાગ કહેવાય છે અને એ કરવો ઉત્તમ છે. સર્વનો ત્યાગ ન કર્યો હોય એ પક્ષમાં ગૃહસ્થાશ્રમ સાધનમાં અનુકૂલ જોઇએ. એટલે કે સેવાદિક સાધનોમાં સ્ત્રી પુત્રાદિક અનુકૂલ હોવાં જોઇએ. ગૃહમાં રહીને સેવા કરવા માટે સ્વધર્મ વડે જ નિરંતર, શ્રીકૃષ્ણનું ભજન કરવું. જો અધર્મ કરે તો હીનયોનિમાં એનો જન્મ થાય છે, માટે ગૃહમાં રહીને પોતાના ધર્મ વડે નિરંતર શ્રીકૃષ્ણસેવા કરવી. ૪૫

कृष्णमूर्तौ यथअलब्धैर्द्रव्यैः सम्पूज्येद्धरिम् ।। ४५.५ ।।

ભગવાનની મૂર્તિમાં યથાયોગ્ય પ્રાપ્ત થયેલાં દ્રવ્ય વડે શ્રીહરિનું પૂજન કરવું. શ્રીમહાપ્રભુજી નિબંધમાં આજ્ઞા કરે છે કેઃ - જેવા અને જેટલા ઉપચારો-પદાર્થો મળી આવ્યા હોય તે શ્રીકૃષ્ણનું ભક્તિપૂર્વક પૂજન કરવું, અર્થાત્





ભક્તિમાર્ગની મર્યાદા પ્રમાણે જ પદાર્થો મળી આવે તે પદાર્થો વડે ભગવાનની પ્રતિમામાં બિરાજતા શ્રીહરિનું પૂજન કરવું. ૪૫.૫

पूर्वं स्थानं मन्दिरादि तथा सिंहासनादि च ।। ४६ ।।

सम्पाद्य भोगसामग्रीं हरिमुत्थाप्य मञ्चतः ।

प्रातरराम्य सर्वापि सेवा पूजा विधीयताम् ।। ४७ ।।

सेवायां लौकिकी युक्तिस्तथा स्नेहो नियामकः ।

पूजायां तु विधिः स्नेहविरूद्ध इति निश्चयः ।। ४८ ।।

પહેલાં તો સ્થાન એટલે મંદિર-આદિ અને સિંહાસન આદિ સંપાદન કરીને, અને ભોગ ધરવાની સામગ્રી પણ તૈયાર કરીને શૈયામાંથી શ્રીહરિને જગાડવા. બુહારી મંદિર વસ્ત્ર કરીને શ્રીપ્રભુને બિરાજવાનું મંદિર અને સિંહાસન પણ સ્વચ્છ રીતે તૈયાર રાખવાં. ભોગ ધરવા સામગ્રી પણ તૈયાર રાખવી. પછી શ્રીપ્રભુને જગાડવા. શ્રીપ્રભુને શૈયામાંથી જગાડીને સવારથી સાયંકાલ પર્યંત બધી સેવા (શ્રીગુરુ આજ્ઞાનુસાર) કરો. પ્રાતઃકાલથી સેવાનો અને પૂજાનો જે ક્રમ છે, તે પ્રમાણે કરો. આપશ્રીએ તો પ્રાતઃકાલમાં પ્રારંભમાં સેવાનો ક્રમ કેવી રીતે છે, એ મોક્ષ સંક્ષેપમાં શરૂઆત ભાગ તરીકે જણાવીને, એમ આજ્ઞા કરી કે સેવાપૂજાના એ ક્રમ પ્રમાણે સેવા પૂજા કરો. ૪૭

(સેવામાં અને પૂજામાં શો ભેદ છે, એ આપશ્રીએ પ્રથમ જણાવ્યો છે, તો પણ અહીં એનું ફરીને વિશેષ સ્પષ્ટિકરણ કરે છે :- )

સેવા કરવામાં લૌકિક યુક્ત જાણવી જોઈએ. જેમ કોઈ લૌકિક બાળક સવારમાં જ્યારે ઉઠે છે, ત્યારે એની માતા પુત્રસ્નેહને લીધે એ બાળકને માટે આગળથી જ તૈયાર કરી રાખેલા ખાવાના પદાર્થો આપે છે, તેમ શ્રીપ્રભુમાં બાલભાવ રાખવો. એ સેવા કરવામાં લૌકિક યુક્તિ અને સ્નેહ મુખ્ય છે. એ સેવામાં સ્નેહ જ સર્વે નિયમો કરી આપે છે. જેમ માતા-પુત્રને સ્નેહથી લાડ લડાવે છે, પાળે છે, પોષે છે, તેમ એ જ ભાવથી પ્રભુની સેવા કરવી. પૂજા કરવામાં આવે છે, ત્યારે એમાં મુખ્ય શાસ્ત્રની વિધિને માનવામાં આવે છે.

શાસ્ત્રમાં ઠંડા જલથી પ્રભુને સ્નાન કરાવવાનું લખ્યું છે. માટે ગમે તેવી આકરી શીતકાલથી ઋતુમાં પણ શ્રીપ્રભુને ઠંડા જલથી જ સ્થાન કરાવવું, એમ પૂજામાર્ગમાં છે. ત્યાં વિધિને એટલે શાસ્ત્રમાં જે લખેલું છે, તેને મુખ્ય માનવામાં આવે છે, એટલે વિધિ સ્નેહથી વિરુદ્ધ છે ક સ્નેહયુક્ત છે, એમ વિચાર કરવામાં આવતો નથી, સ્નેહથી વિરુદ્ધ વિધિને મુખ્ય નિશ્ચય માનીને ભગવાનની પૂજા પૂજામાર્ગીય લોકો કરે છે. ૪૮

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# વાર્તા સાહિત્યની ભાવ ભૂમિ

...ગતાંકથી આગળ

આ પ્રકારે શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરી રહ્યાં છે.

**સર્વલીલા પુષ્ટિમધ્યે પ્રવિશન્તીતિ મે ગતિઃ ।**

**અતઃ સૃષ્ટિસ્તુ કૃષ્ણાર્થેતિ વિનિશ્ચયઃ ।। (નિબંધ)**

આ પ્રકારે આખાયે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર વિ. વ્યવહાર ભગવાનની પુષ્ટિલીલાથી જ ચાલી રહ્યો છે. સમગ્ર વિશ્વની સ્થિતિ (પાલન) ભગવાનના અનુગ્રહથી જ ચાલી રહી છે. દ્રવ્ય કર્મ, કાલ, અને જીવ વિ. સઘળા પદાર્થોની ભગવાનના અનુગ્રહના બલ થકી જ સ્થિતિ છે. જો થોડી પણ ભગવાન ઉપેક્ષા કરી દે તો શૂન્ય અવકાશ થઇ જાય. કહેવાનું તાત્પર્ય એ છે કે ભગવાનની પૂર્વોક્ત દશવિધ લીલાઓનો પુષ્ટિમાંજ સમાવેશ છે. આથી અખિલ સૃષ્ટિ કૃષ્ણના અર્થે જ છે...કૃષ્ણએવ તાત્પર્ય.. આમાં કોઇ જ સંદેહ નથી.

હવે અનુગ્રહના આ ષટ્ રૂપોનો વાર્તા-સાહિત્યમાં દર્શન કરવું પણ આવશ્યક છે.

૧. રક્ષા :- શ્રીજગન્નાથ જોષીની વાર્તામાં રક્ષાનું અલૌકિક રૂપ આ પ્રકારે સ્પષ્ટ રૂપથી અનુભવાઇ રહ્યું છે. *પછી એક દિવસ જગન્નાથ જોષી તે ભૂમિથી આવતા હતા ત્યાં તે ગરાસિયાએ જગન્નાથ જોષી ઉપર પાછળથી તલવાર ચલાવી ત્યારે શ્રીઠાકોરજી પાછળથી તલવાર હાથથી પકડી લીધી. અને શ્રીમુખે આજ્ઞા કરી કે આને મારે નથી. ત્યારે તે રાજપુત ગરાસીયો અટકી ગયો. જગન્નાથ જોષી પાછળથી દેખે છે કે શ્રીઠાકોરજી શ્રમિત થઇ ઉભા છે. ત્યારે જગન્નાથ જોષીએ તે ગરાસીયા રાજપૂતને કહ્યું કે અરે પાપી! તે શ્રીનાથજીને શ્રમ કરાવ્યો ?*

૨. કૃપા :- પુષ્ટિનું અલૌકિક સામર્થ્ય, જેનાથી આત્માની પુષ્ટિની પ્રતીતિ થાય છે અને કાલ ઉપર વિજય પ્રાપ્ત કરવાની પુષ્ટિ પણ - *એક દિવસ શેઠ પુરુષોત્તમદાસ મંદિર વસ્ત્ર કરી રહ્યાં હતા. થોડા સમયમાં તેવા પુત્ર શ્રીઠાકોરજીને શયન કરાવવા અપરસ કરીને મંદિરમાં આવ્યા, ત્યારે જુએ છે તો તેમને તેમના પિતા વૃદ્ધ થયેલા જોવાય છે, તો હવે સેવામાં મારે જ સર્વદા તત્પર રહેવું જોઇએ. અ વાત પુત્રના મનની પિતાએ જાણી અને કહ્યું, બેટા! આગળ આવ. જો બેટા સેવકને કાલ કંઇ કરી શકતો નથી. સેવક-વૈષ્ણવતો સદા તરૂણ-કિશોર જ હોય છે. પરંતુ અવસ્થા થઇ છે, તો તેને જરૂર માન આપવું જ જોઇએ.*

કાલ ઉપર વિજય પામ્યાના અન્ય ઉદાહરણો ઘણી વાર્તાઓમાં છે, તે પૈકીનો બીજો એક પ્રસંગ જોઇ લઇએ- *તે બાલપણથી જ વિધ્વા થઇ હતી. એક દિવસ કાલ આવ્યો...બાળપણથી જ સેવામાં પહોંચતા પહોંચતા વૃદ્ધ થઇ હતી. કાલ અન્નકુટ પર આવ્યો હતો તેથી તે ડોકરીએ કહ્યું કે હવે અહીંથી તમે ચાલો. શ્રીગુસાંઇજીની કૃપાથી ડોકરીને કાળ મૂર્તિમાન દેખાયો. અને ડોકરીએ કહ્યું કે મારા શ્રીઠાકોરજીની અન્નકૂટનો ઉત્સવ આવ્યો છે, તેથી નહિં*





*આવું. તો કાલ પાછો ફરી ગયો. પછી અન્નકૂટ બાદ કાલ ફરી આવ્યો ત્યારે વૃદ્ધ ડોકરીએ કહ્યું કે હવે તો પ્રબોધિની આવી છે, તો નહિં આવું. કાલ પાછો ફરી ગયો....ત્યારે કાલ નિરાશ થઈ ધર્મરાજ પાસે આવ્યો અને કહ્યું - જે મહારાજ! આ ડોકરીએ એક વર્ષમાં મને આઠ આઠ ફેરા ખવડાવ્યા છે, અને જ્યારે જાઓ ત્યારે કહે હવે ફલાનો ઉત્સવ છે, તેથી નહિં આવુ...*

આવાજ પ્રકારે ગોવિન્દ સ્વામીએ સદેહે ભગવદ્‌લીલામાં પ્રવેશ કર્યો છે. આ પણ કામ ઉપર પૂર્ણ વિજય પ્રાપ્ત થયાનું દ્યોતક છે. આમાં પુષ્ટિશક્તિનો અલૌકિક વિજય બતાવવામાં આવ્યો છે.

૩. પ્રવેશ :- મૂર્તિઓમાં અને જડ જીવોમાં ભગવાનનો પ્રવેશ થવો અને તેમાં ભગવાન કે ભગવાનના ધર્મોનો સાક્ષાત્ હોવાનો વાર્તામાં આ પ્રકારે વર્ણન છે.

અને એક સમયે શ્રીઆચાર્યજી મહાપ્રભુ મથુરા પધાર્યા ત્યારે બજારમાંથી પસાર થતા એક કંસારાની દુકાનમાં પોતાની જીવિકાના ઉપાર્જન અર્થે સ્વરૂપોને સિદ્ધ કરી હાટમાં મૂક્યાં. તેમાં અનેક નાના-મોટા સ્વરૂપ હતા. અનેક શ્રીમદનમોહનજીના બડે છોટે અને કેટલાક શ્રીચતુર્ભુજ સ્વરૂપ હતા. શ્રીઆચાર્યજીએ એ સઘળા ઉપર દૃષ્ટિ કરતાં ઉચ્ચાર્યું કે ભલી મંડલી બેસાડી છે. આવું કરીને આગળ પધાર્યા. શ્રીઆચાર્યજીની દૃષ્ટિથી પુરુષોત્તમનો આવેશ બધાં જ સ્વરૂપોમાં થયો છે. તેથી બધાંજ સ્વરૂપ શ્રીઆચાર્યજીની પાછળ દોડી આવી કહેવા લાગ્યા કે પુષ્ટિમાર્ગમાં અમને અંગીકાર કરી અમારી સેવા કરો...(નિજવાર્તા)

આજ પ્રકારે પુષ્પોમાં ભગવદ્ ભાવનો પ્રવેશ થવો તેનું દષ્ટાંત અહીં ઉપસ્થિત છે. - *એક દિવસ શ્યામદાસે દેખ્યું તો વ્રજભક્તોના યુથોના યુથો ફૂલઘરમાં જોયા ત્યારે શ્યામદાસે કહ્યું હું તમને ઓળખતો નથી. ત્યારે સઘળા વ્રજભક્તોએ આજ્ઞા કરી કે જે પુષ્પોની તુ માલા અંગીકાર કરાવે છે, તે અમારૂં સ્વરૂપ છે. અમે તારા ભાવથી પ્રસન્ન થઈને આચાર્ય શ્રીગુસાંઈજીની કાનીથી તને દરશન આપીએ છીએ. આ પ્રકારે જ કૃષ્ણદાસ મેઘન ચાચા હરિવંશજી વિ. સેવકોમાં ભગવાનના દિવ્ય ધર્મોનો પ્રવેશ થયો છે. જેથી તેઓએ કેટલાકે અલૌકિક કાર્યો કર્યા છે.*

*કૃષ્ણદાસ મેઘનની વાર્તામાં બદ્રીનારાયણ પર્વતની એક શીલાને ઉઠાવવી, ત્રણ દિવસ સુધી વ્યાસ આશ્રમમાં નિરંતર ઉભારહેવું, અગ્નિ હાથમાં ઉઠાવવો અને શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનું મન જાણીને રાત્રિમાં નદી તરીને કાર્ય કરવું, આજ પ્રકારથી ચાચા હરિવંશજી શ્રીયમુના જલથી સપાટી ઉપર ચાલીને સામે પાર જવું, વિ. સર્વ કાર્યો અનુગ્રહ રૂપ ભગવાનનાં ધર્મો તે તે ભગવદીયોમાં પ્રવેશ વગર તો અસંભવજ છે.*

૪. અભિવૃદ્ધિ :- ભગવાનને સમર્પિત પદાર્થોમાં અભિવૃદ્ધિ થાય છે. તે ક્યારે પણ ઘટતા નથી, આ તથ્ય (સત્ય)ને ૮૪ વૈષ્ણવની વાર્તામાં સુંદરદાસ માધવદાસની વાર્તામાં અને કોકિલાવનની બેઠકના ચરિત્રમાં આ પ્રકારે બતાવ્યું છે.





અ.) : પછી શ્રીઆચાર્ય મહાપ્રભુજીએ માધવદાસને આજ્ઞા કરી કે આ ગામમાં જેટલા વૈષ્ણવ હોય તે બધાનો મહાપ્રસાદ લેવા માટે બોલાવો. ત્યારે માધવદાસે શ્રીઆચાર્યજીને વિનંતી કરી કે મહારાજ! મહાપ્રસાદ તો થોડો છે, અને આ ગામમાં વૈષ્ણવો તો ઘણાં જ છે. તો બધાને કેવી રીતે પહોંચશે? તે સમયે આચાર્યશ્રીએ કહ્યું કે તૂ મૂર્ખ છે, મહાપ્રસાદ ક્યારે પણ ઘટ્યો છે? જાઓ બધાજ વૈષ્ણવોને બોલાવી લાવો...ત્યારે શ્રીઆચાર્યજીએ સર્વની સામે મહાપ્રસાદની પાતલ ધરીને બધાને જ મહાપ્રસાદ લેવડાવ્યો છે. તેમ છતાં મહાપ્રસાદનો થાર તો ભરેલોને ભરેલો જ રહ્યો છે. ત્યારે આચાર્યશ્રીએ માધોદાસને કહ્યું કે માધવદાસ વૈષ્ણવે દ્રઢ વિશ્વાસ રાખવો જોઇએ. મહાપ્રસાદનો ક્યારેય ના ઘટે.

બ.) : ત્યારે બધા જ નિમંત્રિતોને પ્રસાદ લેવડાવી દીધા છે. જે બાદ બધાજ વૈષ્ણવો ભલિ ભાંતી ઉઠ્યા અને ખીર તો પાંચ શેર તેમની તેમજ રહી. તે ઘટી નહિ. જે બાદ આપશ્રીએ આજ્ઞા કરી કે હવે જે ખીર બાકી છે, તો વાંદરા અને મોરને ખવડાવી દ્યો. ત્યારે તે તેનને ખવડાવી દીધી છતાં ખીર તો તેટલીજ બાકી રહી...(શ્રીમહાપ્રભુજીના શ્રીબેઠક ચરિત્ર)

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા, યુ.એસ.એ



## પુષ્ટિશિખર

### ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

...ગતાંકથી આગળ

મર્યાદામાર્ગમાં પ્રતિબંધની પણ બીક રહે છે; જ્યારે પુષ્ટિમાર્ગમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણ પણ પ્રતિબંધ કરી શકતા નથી. તો બીજા કોઇ પ્રતિબંધ તો ક્યાંથી કરી શકે? મર્યાદામાર્ગમાં પ્રણવમંત્રનું - ૐનું - ધ્યાન, ઉચ્ચારણનું, જ્યારે પુષ્ટિમાર્ગમાં તાપાત્મક-તાપદાયક-વિપ્રયોગક્લેશ-વિયોગથી થતો ક્લેશ-મનની જ ભાવના છે. મર્યાદામાર્ગમાં લીલાનો અનુભવ બહાર થાય છે, જ્યારે પુષ્ટિમાર્ગમાં બધો અનુભવ અંદર થાય છે. ટૂંકમાં, પુષ્ટિમાર્ગનો સંન્યાસ કેવળ ખૂબ અનુગ્રહ થાય તો જ સાધ્ય છે, જીવના કર્મથી સાધ્ય નથી એ જ એની મહાન વિલક્ષણતા છે.

જીવને શ્રીકૃષ્ણનો સંબંધ એ જ ભક્તિમાર્ગમાં મોક્ષ કહેવાય. એ મોક્ષ બે પ્રકારનો છેઃ- ૧. જીવકૃત અને ૨.ભગવત્કૃત. માર્ગમાં નિષ્ઠા રાખવાથી ધીરે ધીરે જીવને કૃષ્ણ સાથે સંબંધ થાય, પરમાનંદમાં પ્રવેશ થાય તેને જ સાયુજ્ય કહે છે. શ્રીકૃષ્ણ પોતે જ જીવમાં પ્રવેશ કરે તે મુક્તિ સદ્યોમુક્તિ કહેવાય છે, એમાં કંઇ પણ સાધન નથી;





અત્યંત કૃપા વડે પોતાના પ્રમેયબલથી શ્રીકૃષ્ણ જે ક્ષણે જીવ વિષે પ્રવેશ કરે છે તે ક્ષણે મુક્તિ થઇ જાય છે. મર્યાદામાર્ગમાં જીવને ભગવાનની પ્રાપ્તિ થાય છે, પુષ્ટિમાર્ગમાં ભગવાનને જીવની પ્રાપ્તિ થાય છે.

ભક્તિ બે પ્રકારની છે : ૧. ચરણકમલની અને ૨. મુખારવિંદની. પ્રથમ ભક્તિ શીતલ છે, કારણકે શ્રવણ, કીર્તન વિગેરે વડે જ તે ભક્તિમાં સુખનો સંબંધ થાય છે. તે ભક્તિ નારદ વગેરેને સુલભ છે. બીજી ભક્તિ તો દુર્લભ છે, કારણ કે તે શ્રીકૃષ્ણના અધરામૃતનું સેવન છે, ગોપસીમંતિનીના ભાવરૂપ, વિરહ અનુભવરૂપ, ઉત્કટ ભક્તિ છે. અને એનું દાન ભગવાન જાતે જ પોતાના બળથી કરે છે. એક ભક્તિ વેદસિદ્ધ જ્યારે બીજી ભક્તિ સ્વતંત્ર છે. એક ભક્તિ ઉપનિષદોથી કહેવાયેલાં બેદનો બોધ કરનારાં સૃષ્ટિના કર્તૃત્વ વિષેનાં વાક્યો વગેરેથી, માહાત્મ્યજ્ઞાનથી વડે થાય છે, જ્યારે બીજી ભક્તિ **મૈવં વિભોડર્હતિ ભવાન્ ગદિતું નૃશંસમ્** વગેરે સર્વભાવને નિરૂપણ કરતાં સૃષ્ટિ વાક્ય વડે થાય છે. ભાગવત ૧૦.૨૬.૩૧માં હે વિભો ! અમને ઘેર જવાની આજ્ઞા કરનારાં આવાં ક્રૂર વચનો જે આપ કહો છો તે આપને શોભતું નથી.

**ગતિસ્મિત** - ભાગવત. ૧૦.૨૭.૩માં પ્રિય પ્રભુનાં ગતિ, સ્મિત, પ્રેક્ષણ, ભાષણ વગેરેમાં ગોપીજનો પોતાનું સ્વરૂપ આરોપણ કરીને તદાત્મક થયાં અને કૃષ્ણની માફક વિહાર અને વિલાસ કરતાં કરતાં હું કૃષ્ણ છું, એમ તેઓ કહેવા લાગ્યા. વગેરે વાક્યનો અભેદ ભાવનો બોધ પુષ્ટિમાર્ગમાં છે. મર્યાદામાર્ગમાં સાયુજ્ય ફલ છે, જ્યારે પુષ્ટિમાર્ગમાં સાધનરૂપ બને છે. મર્યાદામાર્ગમાં ફલની અપેક્ષા છે; જ્યારે પુષ્ટિમાર્ગમાં નિરપેક્ષતા છે. મર્યાદામાર્ગના પુરુષોત્તમથી પણ પુષ્ટિમાર્ગના પુરુષોત્તમ વિલક્ષણ છે. મર્યાદામાર્ગમાં પ્રભુનું સ્વરૂપ ધર્મરૂપ છે, જ્યારે પુષ્ટિમાર્ગીય સ્વરૂપ ધર્મીસ્વરૂપ છે.

મર્યાદા પુરુષોત્તમ **દક્ષિણાંગ** છે, જ્યારે પુષ્ટિ પુરુષોત્તમ **વામાંગ** છે. મર્યાદા પુરુષોત્તમ **નિહિત**-સ્થાપિત છે. જ્યારે પુષ્ટિમાર્ગમાં સાક્ષાત્ છે. મર્યાદા પુરૂષોત્તમનું સ્થળ અક્ષરાત્મક વ્યાપિવૈકુંઠ છે, જ્યારે પુષ્ટિમાર્ગના પુરુષોત્તમનું સ્થળ શ્રીમદ્ ગોકુલ છે. તાનિ પરે તથા હિ આહ - બ્રહ્મસૂત્ર ૪.૨.૧૫માં પૂર્ણ સ્વરૂપાનંદનું દાન વગેરે વસ્તુઓ વૈકુંઠથી પણ ઉત્તમ એવા શ્રીગોકુલમાં જ છે, કારણકે તે પ્રમાણે શ્રુતિ કહે છે. આ તત્ત્વસૂત્રમાં સૂત્રકાર શ્રીમદ્ ગોકુલનું વ્યાપિવૈકુંઠથી પરત્વ-ઉત્કર્ષ-પ્રતિપાદન કરે છે. મર્યાદા પુરુષોત્તમ વ્યાપિવૈકુંઠમાં લક્ષ્મીજી સાથે જ લીલા કરે છે. એટલે વ્યાપિવૈકુંઠમાં લક્ષ્મીજીનું સ્વાતંત્ર્ય છે, જ્યારે પુષ્ટિપુરુષોત્તમ તો શ્રીમદ્ ગોકુલમાં, વ્રજમાં લક્ષ્મીજીથી ઉત્કૃષ્ટ અનેક ભક્તો સાથે નિત્ય વિહાર કરે છે, એટલે લક્ષ્મીજી વ્રજમાં હંમેશા ભગવાનનાં સંગમની ઈચ્છાથી દાસ્ય ભક્તિ કર્યા કરે છે. બીજી પાલિકા શક્તિરૂપ લક્ષ્મીજીનો તો વ્રજલીલામાં પ્રવેશ પણ નથી.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# સત્સંગ સુધા

## જાનવરો પણ ધણીની આજ્ઞા પાળે છે, તો મનુષ્યે પ્રભુઇચ્છાને આધીન ન થવું એ કેટલું ખરાબ ?

આપણે શ્રીપ્રભુની ઇચ્છાને આધીન થવું જોઈએ; કારણકે તે આપણો ધણી છે. તેણે આપણને સર્વ પ્રકારનું સુખ આપેલું છે, તેની દયા અનંત છે. જે શ્રીપ્રભુની આજ્ઞા નથી પાળતો, તે પ્રભુના સ્વરૂપને જાણવા નથી ઇચ્છતો, તે પશુઓ કરતાં પણ ઊતરતો છે; કારણકે આપણે જોઈએ છીએ કે, કટકા રોટલા સારૂ કૂતરો તેના ધણી તરફ કેટલો બધો નિમક-હલાલી રહે છે. વાંદરો મદારીની કેટલી બધી આજ્ઞા પાળે છે ? અને તાય પોતાના ગોવાળ ઉપર કેટલું બધું હેત રાખે છે ? માત્ર જરાક જેટલો ફાયદા સારૂ પશુઓ પણ પોતાના ધણી માટે એટલું બધું કરે છે, ત્યારે વિચાર તો કરો કે, આપણે તો જનાવરો કરતાં હજારો દરજ્જે ચડિયાતા છીએ અને જનાવરોના ધણી કરતાં આપણો ધણી પ્રભુ અનંતગણો સમર્થ છે, તો પણ આપણે તે દયાળું પ્રભુને જિગરથી જાણવા ઇચ્છતા નથી ને તેની સહેલામાં સહેલી આજ્ઞાઓ પણ પાળતા નથી, એ શું પશુંઓ કરતાં પણ ઉતરતાપણું નથી ?

ઝેરી નાગ પણ પોતાના પાળનાર વાદીને આધીન રહે છે, ત્યારે શું આપને સાપ કરતાં પણ બૂરા છીએ, કે શ્રીપ્રભુની ઇચ્છાને આધીન ન રહીએ ? જુઓ, તમારૂં મન પોતાની ભૂલ કબૂલ કરે છે, અને તમારૂં અંતઃકરણ કહે છે કે, આજથી પ્રભુની ઇચ્છાને આધીન થવાનો ઠરાવ કરો. તમારા એ ઠરાવમાં બળ આવવા માટે નિખાલસ દિલથી પ્રભુની પ્રાર્થના કરી અને પ્રેમપૂર્વક માગો કે, તમારી ઇચ્છાને આધીન થવાનું બળ આપો.

કૃપાભિલાષિઓ ! જુઓ તો ખરા કે, થોડા દિવસમાં શું ચમત્કાર થાય છે ? તમારા ઉપર ઇશ્વરની દયા કેટલી બધી ઊતરે છે, ને તમે કેવા બદલાઇ જાઓ છો, તે જુઓ તો ખરા, એ સ્વાદ તો ચાખો. એની આજ્ઞા દુનિયાદારીના વિષયના સર્વે આનંદ તુચ્છ છે....

# આશ્રયકો પદ

## શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત કીર્તન

શ્રીગોકુલપતિ અબ તો મનમેં નિશ્ચે ભઇ;

કૃપા જો કીની વહે ગઇ વાત સઇ ।। ૧ ।।

ગ્રંથ દુગ્ધવત્ ભાવ દધીવત્ તામેં મેરો મન રઇ ।

કૃપાકટાક્ષ અવિલોકી વિલોકત દરશન પ્રથમ મહી ।। ૨ ।।

વિરહરુપ જલત સમર્યો નવનીત મિલન હિત કહી ।

ભગવદીયનકી ભાવભાવના તાકો પાર નહીં ।। ૩ ।।

**વિઠ્ઠલ** કહે **શ્રીગોકુલપતિ**ને દ્રઢ કરી બાંહ્ય ગ્રહી ।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





## || ShriGokulesho Jayati ||

# Shrimad Vallabhacharyaji

(Expression by Prof. Jethalal G Shah)

...continued

**ShriVallabhacharya's next destination** continues: - He blessed them and turned towards the North reaching Pandharpur in Maharashtra, famous temple of ShriVithoba. It is a sacred place visited by thousands of pilgrims from all parts of India everyday. In that temple the idol of Lord Krishna is installed with that of His consort Rukmini. The priest in charge of the temple received him cordially. In this holy place the saints, dedicated to the worship of God, had greater influence on the religious life of the people than the Aacharyas who taught them only the scriptures.

The visit to Pandharpur made Him decide whether He was to live as an ascetic or a householder (family man). Uptill now He was a celebate but according to the Hindu religion the period of his celibacy was nearing its end; in other words He might soon marry and start a Householder's live. However, till now, the tought of marriage had not entered in mind. But one day, after prostrating himself before the two deities-Lord Krishna and his divine consort, His mend was scized with the tought of marrying, that night He felt uneasy about His continued celibacy, for according to the Hindu tradition, a man should enter a householder's life, marry and raise a family after completing His period of celibacy.

According to the Smriti (scriptural injunctions) if a man does not beget atleast one child His soul will be condemned to a particular kind of hell called Pum. The Upanishads also declare that the continuity of the family should not be broken by life-long celibacy. For the preservation of society, marriage is necessary. Marriage is a safeguard against evil passions and promotes a chaste, spiritual life. Marriage fulfils an important aspect of Dharma. Marriage is not primarily for the gratification of the sensual pleasures but for service to society, by procreation and moral self-discipline.

Besides, it is only as a family man, that one can discharge one's duties or debts (by service or charity) to the deities, to sages, to one's ancestors, to mankind and to animals. This stage of celibacy is only a preparation for the stage of the householders. Besides, He tought celibacy is not always protective against the carnal and worldly tempetations that besiege men in moments of weakness. It is one of the four stages in a man's life, according to the scriptures: 1.*Brahmacharya* (period of celibady), which affords mental and moral training, 2.*Grahasthya* (life of the householder), 3.*Vanaprasthya* (life of contemplation in retreats like forests and 4. *Sannyasa* (period of spiritual life of an ascetic which is a preparation for the final release of the soul).

On that day the Lord Vithoba appeared in His dream in the stillness of the night and counseled Vallabhacharya, thus, "I have read your thoughts. You are destined to be a great Aacharya but not an ascetic. As a householder you will preach your message of the Love of God better than as an Ascetic. It is My wish that you return to your native place and marry. An offer of Matromony will come in the near future. Accept it. Two sons will be born to you. One of them should be named after Me for Him will continu the propogation of the message after you". Vallabhacharya's mind was set at rest by this divine admonition which He revealed to the men for His party next day after the morning worship. They were all overjoyed at the prospect.

From Pandharpur, He proceeded at Nasik and Trambaka, holy places of Maharashtra. Then crossing the river Tapi He took a bath in the holy river and proceeded towards the river Narmada. Next He visited a small town called Mahismati, which is situated on the norther border of a forest to the south of the river Narmada. At Mahismati He gave

discource on the Bhagavata expounding the significance of an act of compassion done by King Bharata according to an episode in Chapter II, of the Bhagavata. According to the story, once when King Bharata was performing penance, He espied a young deer being drowned in the river. Suspending His penance He rushed to save its life.

Commenting on this Vallabhacharya explained that an act of compassion is greater than penance. Vallabhacharya remarked, “No doubt by His contact with the young animal He had to be born as a Jada-Bharat, which is far better than a life of soulless penance. Compassion to fellow-men and to the dumb fellow-creatures is love shown to God.” The audience was much impressed by this sermon.

Later that day, after meals, He rested for a while, for it was a hot day. Rising from His siesta, He stepped out of His room when all of a sudden His attention was drawn to an object under the shadow of a distant tree. He could discern that it was some animal trembling all over with fright. Approaching the place, quietly, He found it to be a young deer. He stroked its back, carried it to His room and gave it food and water. It rested by and seemed pleased for the protection and shelter.

Just at that time, a hunter appeared and claimed, it on the plea that the animal had escaped His aim during hunting. He further recounted how his present life of a hunter was necessitated by his poverty owing to his addition to wine, women and riotous living. He was once a wealthy man of an adjoining village.

Vallabhacharya sympathised with his predicament and made a gesture of offering the deer to him provided he did not kill it. Then the Aacharya exhorted to him (for the latter was High Caste Hindu) on the precept of the Hindu Dharma (Religion) which forbids killing. The Aacharya, further, pleaded that the innocent animal had neither destroyed his crops nor disturbed his peace. “The Killing of fierce animals in self-defence may be condoned but! not killing for food, since an honest, hardworking man has ample scope to live by vegetarian food. However, if a man was unable to procure food by the sweat of his brow, he could condescend to beg from charigable people, for even begging is by far better, than the killing animals for food.

All life is from of God and is of God. Animals are fellow-creatures of men and they differ only in bodily structure and mental equipment. Their souls are parts of God’s consciousness as ours are. Man has no right to kill when he has no power to create.” So saying ShriVallabhacharya offered the hunter food and money and promised to hand over the deer on condition that he refrained from killing it and looked after it as his own child. The hunter was overcome by his noble and graceful look. He took only the food, declining money. He took an oath to treat with compassion not only that deer but all living beings. He hanked him for a new lease of life - Spiritual life for as an animal protector, from the Aacharya.

Vallabhacharya then proceeded to Ujjain where he learned from the local Brahmins about one Ghata Sarasvati who was vainglorious for his learning.

Fortunately, the king of Ujjain sponsored a religious and philosophical discussion to which Vallabhacharya was particularly invited by the vain scholar. To all questions put by him the AAcharya gave satisfactory replies but when the former’s turn came he failed to satisfy the Aacharya. His arguments were lame and pointless. He was obstinate in his conviction in the unreality of the universe. Rebutting him, Vallabhacharya replied “If God is the creater of Universe, how can His creation be Unreal?” Then AAcharya made pointed references to the sacred books supporting the theory of the reality of Universe.

He further shot logical thrusts at him thus, If the universe is regarded as unreal, you must have somewhere some other universe which must be real. Where is it? Besides, if the Universe is unreal then the knowledge which teaches release from the world, must also be unreal. On the other hand, know that the universe is real, it is God himself

and He has three attributes-form, spirit and divinity. The Wotld is physical (jagat), Spiritual (Akshara) and Divine (purushottam). The theory of unreality is fallacious".

He began by expounding this theory of Shuddhaadvaita in a convincing and persuasive manner with the result that Ghata-Saraswati had to accept defeat and leave the place humiliated. The king became the Aacharya's disciple. After this, the Aacharya left for Dhavalpura. The king of the place brought rich offerings to him but they were politely declined. After five days' sojourn there, the Aacharya proceeded to Mathura where He took a holy bath in the river Yamuna (jamna). He chose a choba named Ujagara as his Priest, distributed gifts among the Brahmins and gave a discourse on the Bhagavata. A few days, on the 11th day of the waxing moon (during the perios called Sravana) He entered Gokula and made encampment on the Thakurani Ghata under a Shami Tree. Here ends the first phase of His Pilgrimage....

***.....to be continued***

**|| ShriGokulesho Jayati ||**

## -: The Facts of Pushtimarg – A Questionary:-

**Question :**

As a Vaishnav can we arrange **SHRIMAD BHAGVAT SAPTAH** & if yes who should be the **Vakta (speaker)**. Pls inform.

**Answer :**

ShriVallabhacharya has clearly said in his work: **Tatvarthadeep-nibandh**

**Pathaniyam prayatnena sarvahetu-vivarjitam;**

**Vratyartham naiva yunjeeta praanair kanthagatairapi.**

means :- Bhagavat should be studied effortfully. Moreover, one must not keep any kind of selfish motives or worldly & otherworldly desires in studying or listening Shrimad Bhagavat. It is far better to die then to utilize Shrimad Bhagavat for earning ones livelihood. Therefore on must never use Shrimad Bhagavat for earning ones livelihood. In the light of above ordainment of ShriVallabhacharya, ShriVallabhacharya is clearly suggesting Vaishnavas (*here both vaishnavas i.e. ShriVallabh Vansaj Vaishnavas & Sevak-Vaishnavas*) to adopt Shrimad Bhagavat as a course of their life and not as a part time business. Therefore, there is no importance of SAPTAH PRAVACHAN of Shrimad Bhagavat.

Even when we refer the Stories of 84 Vaishnavas Vaartas, the story of Padmanabhdas, where ShriMahaprabhuji had clearly given orders to Padmanabhdas by quoting the above sloka. And then Padmanabhdas left ShriBhagwat Kathas for earning livelihood. Now a days Shrimad Bhagwad Saptaahs are done for 1 or other Aims, reasons. But When we read the above quote-order of ShriVallabhacharya, who is the Head of Pushtimarg, then we willingly or may be unwillingly had to follow the orders. If we don't want to follow orders, then we should leave this Pushtimarg.............

Moreover, in **Jalabhed**, one of the sacred book of ShriVallabhacharya, has shown the comparision of Vaktaas Bhaava who sings Kirtan and / or preaches Shrimad Bhagavat in exchange of money with sewer water. It runs like this:

**Jalarthameva gartas tu nichah ganopajivinah**

means :- Cesspools exist only to catch people's wastewater. And those who make their living by singing are just low.

From all these, it is clear that one cannot listen Shrimad Bhagavat by giving money (may be in form of anything). Therefore, at all if one wants to listen or study Shrimad Bhagavat he must first approach his Guru. Secondly, he may approach Shrimad Bhagavat's scholar must be a Vaishnav too, who does not accept money in exchange of Shrimad Bhagavat.

**Question :**

Why should one take Brahma-sambandha and (b) when, (c) where. Please give me brief.

**Answer :**

Bhagavan has created this universe for Lila (divine play). As numerous players are necessary in the play, Bhagavan created beings of different types from Himself. Scripture, therefore, says all beings in the world are the Amsha, Divine-particles, of the Supreme Being ShriKrishna. Therefore, relationship between Bhagavan and Jiva is of Amsha and Amshi. Every relationship demands some kind of faith, affection, duty and sacrifice. By virtue of this relationship all beings are, by nature, humble attendants and servants of Bhagavan, says ShriVallabhacharya. However, Bhagavan has not gifted all beings such awareness or such devotional sentiment and qualification that they can perform service of ShriKrishna. Mainly there are three kinds of beings:

1. Pravahi Beings
2. Maryada Beings and
3. Pusti Beings.

Beings develop interest in that course of life, which is most suitable to their nature. Therefore, Pravahi Beings, bounded by their nature, follow the Pravahi path. Maryada beings have liking in the Maryada Marga and so they follow that Marga. Pusti Beings follow Pustimarga as they develop interest in the path of Pushti-Bhakti-Sampradaya. Showing the god-given purpose of the creation of Pushti-beings in his text of Pustipravaha-maryada-bheda Shri Vallabhacharya says:

**Bhagavad-rupa-sevartham tat shrshtih**

means : - The world of Pushti-beings has been created for performing the worship of Bhagavans Svarupa. There lies such an excellent purpose behind the creation of Pushti beings. But this purpose was become valueless (meaningless) as those beings were flung for far away from Bhagavan. They have been contaminated with Bhagavan's power of nescience, Vyamohika Mayika and hence they were lying in rottenness in the pit of ignorance. They had become oblivious of their own Svarupa; the Svarupa of Bhagavan, their relation with Bhagavan and their duties towards Bhagavan. As a result of this, they were caught in worldly snares and entrapped in quagmire.

Bhagavan was deeply touched to see such pitiable state of his extremely favorite Pushti-beings the purpose of whose creation was to perform his worship. In order to turn Pushti-beings to their original duty of doing Bhagavan's worship, Bhagavan ordained ShriVallabhacharya Mahaprabhiji to manifest the devotional path of Pushti and granted initiation Mantra of Brahma-sambandha. Initiation of Brahma-Sambandha, therefore, helps beings in recalling forgotten relationship with his Amshi Bhagavan. If any being shares this sentiment and wants to follow Pushti-Bhakti-Sampradaya, he should take Brahma-sambandha initiation.

**Question :**

As we know "Jiv ko Svabhav Dust Hai". Then how can one handle it? Can we with the help of Smarana of "Svabhav vijayo bhavet vadati vallabh shrihare" handle it?

**Answer :**

Impiousness i.e. Dushtata of Jiva is of very complex nature. Mainly it is understood in the sense of Adhyas-Avidya. It is of five types.

1. **Deha-adhyasa**: To misconstrue body as soul.

2. **Indriya-adhyas**: To misconstrue senses as soul.

3. **Prana-adhyasa**: To misconstrue Prana as soul.

4. **Antahkarana-adhyas**: To misconstrue inner senses as soul.

5. **Svarupa-vismrti**: To forget true nature of individual soul, divine soul and their relationship.

The whole system of Pushti-Bhakti-Sampradaya which comprise proper understanding of abovementioned misconceptions, Staunch faith in ShriKrishna, Strict abandonment of faith in all gods and goddesses other then ShriKrishna, abandonment of all practices that are unfit with the of Pushti-Bhakti-Sampradaya, ShriKrishna Seva with total dedication of ones ownself with all belongings, abandonment of the utilization of stuffs that are not offered in the service of ShriKrishna, abandonment of bad-company etc., readinglistening-discussion etc. of ShriKrishna's name-charactor-magnitude etc., regular recitation & study of its meaning of Shodashagrantha, Bhagavat, Initiation Mantra etc. and so on is devoted to cure the impiousness of individual soul. You can see that the recitation of any Mantra or Verse is one item under the complex course of Pushti-Bhakti-Sampradaya. Therefore it should be taken in that spirit only.

*<< questionary source : www.pushtimarg.net faq section. >>*

*collection:- das gopal, jai jai shrigokulesh parivaar, baroda.*

**** ShriGokulnathki Jai ****

વર્ષ ૩ અંક ૮ માગસર સુદ ૧૧, ૨૦૬૬

# મહોત્સવકૌ પદ

राग सारंग :- यह उत्सव हे आजु हमारै ।। प्रगट भयै श्रीगोकुलनाथ जीवनधन भक्त सबै जु निहारै ।। १ ।। अगहन सुदि सातें सर्वोपर जायौ श्रीरुक्मिनी लाल ।। मंगल मंगल सब अंग मंगल आनन्दित व्रजबाल ।। २ ।। जै जै जै जै करत सबै जै जै आज वधाई ।। अति आनन्द भयौ गोकुलमें लागत परम सुहाई ।। ३ ।। भक्त सबै मिलि करत कौतूहल मगन भयै नरनारी, महारस उमड़्यौ है सुख सागर रहीय देह न संभार ।। ४ ।। नाचति सब मिलि प्रेम पूर अति उमगि उमगि यह गाई ।। पाऐ श्रीगोकुलनाथ सर्वस्व धन्य सबहिनकौ सुखदाई ।। ५ ।। बाजै बाजत गाजै मगन सब यह सुनि हियौ सीराई ।। मंगल उमग्यौ सब व्रज मंड़ल शोभा कहीय न जाई ।। ६ ।। श्रीविट्ठलगृह उत्सव होय यह आनन्द बढ़्यौ सब ठौर, प्रागटच्य वल्लभलाल जन्मदिन यह उत्सवसिरमोर ।। ७ ।। ताकै भाग्यनकी पटतर कौ श्रीवल्लभलाल लड़ावै, वल्लभदास सब भक्त रसिक मिलि महा उत्सव सब गावै ।। ८ ।।



શ્રીગોકુલેશ પાઠશાળા

શ્રીમોક્ષદા એકાદશી વ્રત